॥ वन्दे मातरम् ॥

# બારડોલી તાલુકા સમિતિના કાર્યનો

# અહેવાલ અને હિસાબ

(તા. ૬–૩–૨૧થી તા. ૩૧–૭–૨૪ સુધીનો)

---

कारणं सकलस्यास्य स नो विष्णुः प्रसीदतु ।

(આ સર્વનું કારણ એવા પરમેશ્વર અમારા પર પ્રસન્ન થાઓ)

> પહેલાં તમે હિંદુ મુસલમાન એકતા સાધો, અસ્પૃશ્યતાને હાંકી કાઢો, રેંટીઆને અને ખાદીને સાધો, બાકીનું બધું એની મેળે મળી જશે.
>
> ગાંધીજી.


છાપનાર —
પ્રભુભાઈ વિઠ્ઠલભાઈ
નવયુગ મુદ્રણાલય—સુરત

સંવત ૧૯૮૦
સન ૧૯૨૪

છપાવી પ્રસિદ્ધ કરનાર —
ખુશાલભાઈ મોરારજી
મંત્રી, બારડોલી તાલુકા સમિતિ

# બારડોલીના ભાઈઓને મહાત્માજીનો

# સંદેશો.

બારડોલીથી મને બહુજ અસંતોષ થયો છે પણ બારડોલીથી હું નિરાશ નથી થયો. બારડોલીની બધી પ્રવૃત્તિઓને પોષવાને માટે તમામ નાણું બારડોલીના દક્ષિણ આફ્રિકામાં વસતા ભાઇઓએ ભરી આપવાંજ જોઇએ.

અને તેમને કહેજો કે તેઓ તેનો હિસાબ મને પૂછી લે.

* પૂ. બાપુજીને તા. ૨૫-૧૦-૨૪ દિને જે શ્રી મુસાભાઈ દિલ્હી મળવા ગયા ત્યારે તેમણે ઉપર મુજબનો સંદેશો આપ્યો હતો



શેઠ શ્રી રૂસ્તમજી ( કાકાજી )

દક્ષિણ આફ્રિકાના મહાન સત્યાગ્રહી અને મહાત્મા ગાંધીજીના પરમ ભક્ત.

(જેમણે બારડોલીમા વણાટ મંદિર બાંધવા પારસી રૂસ્તમજી ટ્રસ્ટ ફંડમાંથી રૂા ૧૭૦૦૦ અને સરભણ સ્વરાજ્ય આશ્રમ બાંધવા જરબાઇ ટ્રસ્ટ ફંડમાંથી રૂા ૧૦૦૦૦ની ઉદાર મદદ આપી છે

તા. ૩૧-૭-૨૫.

# નિવેદન

બારડોલી તાલુકામાં ૧૯૨૦થી આરંભાઈને આજસુધી મહાસભાની અનેક પ્રવૃત્તિઓ થઇ છે તેનું એક સામટું નિવેદન અહીં રજૂ થાય છે. દર વર્ષનુ નિવેદન અમારે આપવું જોઈતુ હતુ અને પ્રજાને તે માગવાનો હક હતો. અમે એમ કરી નથી શકયા તે માટે દિલગીર છીએ. માત્ર હિસાબના આંકડા જ વરસો વરસ અમે પ્રગટ કરેલા છે. પણ આંકડાઓ હમેશા કામની પૂરી અને ખરી કલ્પના નથીજ આપી શકતા.

ઇતિહાસ ઘડાતો જાય તેમ સાથે લખાતો જાય એવું ભાગ્યેજ બને છે. તેમાં યે અમુક ઈતિહાસ અતિશય વેગપૂર્વક ઘડાતો હોય તો તો સમર્થ લેખકની કલમ પણ તેની સાથે ચાલવાને અસમર્થ બની જાય છે, બીજું કંઈ નહિ તો એ કારણસર કે બીજાં બધાં પ્રાણીઓની પેઠે એ કલમ પણ થંભી જઈ એ ઈતિહાસ–પૂરનું અવલોકન કરવામાં નિમગ્ન બની જાય છે.

આજે હવે પૂરનો વેગ ધીમો પડયો છે. એટલે અમે જૂનાં સ્મરણોને તાજાં કરવા બેઠા છીએ. "ફાવ્યું વખણાય." એવી ગ્રામ્ય કહેવત છે. અને બારડોલીની આશા ફળી હોત તો આજ હકીકતો આખા દેશના અને કદાચ આખા જગતના હૃદયમાં અમૂલ્ય સ્મરણ મણિઓ તરીકે આદર પામત.

આ નિવેદન એ તો પેલી "પ્રસિદ્ધ બારડોલી"નું કેવળ ચિત્રજ છે. એ ચિત્રનો દર્શનથી અમારી નિરાશાની અનેક ક્ષણોમાં આશા પૂરાઇ છે. બારડોલીના એકેએક સંતાન ઉપર પણ તેની તેવીજ અસર થાઓ એવી આશાએ આ ચિત્ર પ્રકટ કરવામાં આવ્યું છે.

અષાડવદ ૧૪ સં. ૧૯૯૦
સ્વરાજ્ય આશ્રમ બારડોલી

પ્રકાશક

# બારડોલી તાલુકા સમિતિના કાર્યનો અહેવાલ

## તા. ૬-૩-૧૯૨૧ થી તા. ૩૧-૭-૨૪ સુધીનો

(તા ૧૫ અને તા ૩૦-૭-૨૪ ની સભામાં મંજુર થયેલો)

### મંગળાચરણ

પંજાબ અને ખિલાફતના ઘાથી મહાત્માજીનો બ્રિટીશ સલ્તનતમાંથી વિશ્વાસ ઉઠ્યો. અસહકારની રણહાક તેમણે સંભળાવી, મહાસભાનું સુકાન એમના હાથમાં આવ્યું. કલકત્તાની મહાસભામાં મહાત્માજીએ પોતાનો કાર્યક્રમ સમજાવતાં આગ્રહપૂર્વક કહેલું કે મારા કાર્યક્રમ પ્રમાણે એક જીલ્લો અથવા જીલ્લો નહિ તો એક તાલુકો પણ સંપૂર્ણ રીતે તૈયાર થાય તો આખા દેશને તે સ્વરાજ્ય અપાવી શકે આ વાત ભાઈશ્રી કુંવરજી વિઠ્ઠલભાઈના દિલમાં બરાબર વસી ગઈ. મહાસભામાંજ એમણે પોતાની નોંધ પોથીમાં નોંધ્યું કે એક વર્ષની અંદર એટલે મહાત્માજીની વર્ષગાંઠ ભાદરવા વદ ૧૨ ને દિવસે, આખો દેશ કરો ન કરો, પરંતુ મહાસભાની શરતો પૂરી કરી બારડોલીમાં સ્વરાજ્યનો ઝુંડો ફરકાવવો. સુરતના તેમના પાટીદાર આશ્રમને લઈને તેઓ પંદરેક વરસથી બારડોલી તાલુકાના પરિચયમાં આવેલા એટલે તેમની પસંદગી બારડોલી પર ઉતરી ત્યાર પછી એમણે પોતાની પ્રવૃત્તિઓ બારડોલી તાલુકામાંજ શરૂ કરી દીધી. અને કેટલાક મિત્રોને તેમણે પોતાનો નિશ્ચય જણાવ્યો બારડોલી એ વી. સ્કુલના શિક્ષક તથા બારડોલી પાટીદાર બોર્ડિંગ હાઉસના સુપ્રિન્ટેન્ડન્ટ ભાઈ જીવણજી રણછોડજી પટેલ (સાંકરી) પોતાની જગાનું રાજીનામું આપી તેમની સાથે જોડાયા આમ લડતનું મંગળાચરણ થયું.

### તાલુકા સમિતિ અને સ્વરાજ્ય આશ્રમની સ્થાપના

મહાસભાના નવા બંધારણ પ્રમાણે મહાસભા સમિતિઓની ચુંટણી તા. ૬-૩-૧૯૨૧ના રોજ કરવાની હતી તે અનુસાર બારડોલીના જૈન અપાસરામાં મહાસભાના સભાસદોની એક સભા મેળવવામાં આવી અને તેમાં પ્રાંતિક તથા તાલુકા સમિતિના સભાસદો ચુંટી કાઢવામાં આવ્યા * પ્રમુખ તરીકે શ્રી કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા અને મંત્રી તરીકે શ્રી. ખુશાલભાઈ મોરારજી પટેલ ચુંટાયા ત્યારથી આજ સુધી તાલુકા સમિતિના હોદ્દેદારો એજ રહ્યા છે.

તાલુકાને તૈયાર કરવા માટે કલકત્તા તથા નાગપુરની મહાસભાના ઠરાવો અને દેશે ઉપાડેલી લડતનું મહત્ત્વ લોકોને સમજાવવાની ખાસ જરૂર જણાયેલી. તેટલા સારૂ ગામડામાં ફરતા કાર્યકર્તાઓ તથા સ્વયંસેવકોને રહેવા કરવાની સ્વતંત્ર સગવડ બારડોલીમાં રાખવાની જરૂર જણાઈ. તાલુકા સમિતિનું રીતસરનું કાર્યાલય પણ બારડોલીમાં રાખવું જરૂરી હતું. તેટલા માટે તા. ૪-૪-૨૧ ના રોજ એક મકાન ભાડે રાખી તેમાં સ્વરાજ આશ્રમની સ્થાપના કરવામાં આવી.

---

* આજ બંધારણ પ્રમાણે પ્રાંતિક સમિતિમાં બારડોલી તાલુકાને ત્રણ પ્રતિનિધિ મોકલવાનો હક છે.

## શરૂઆતનો કાર્યક્રમ

તાલુકાને તૈયાર કરવા માટે સરકારી શાળાઓનો અને તેટલો બહિષ્કાર કરાવવો અને તેની જગાએ રાષ્ટ્રીય શાળાઓની સ્થાપના કરવી એ કામ પ્રથમ ઉપાડયુ તાલુકા સમિતિની રીતસરની સ્થાપના થયા અગાઉજ પાંચ રાષ્ટ્રીય શાળાઓ તો સ્થપાઇ ચૂકાઇ હતી. એ કામ ધમધોકાર ચાલતુ હતુ તેવામા બેઝવાડાનો કાર્યક્રમ બહાર પડયો અને આખા દેશમાં ૩૦ મી જુન પહેલા એક કરોડ રૂપીઆ એકઠા કરવાના, એક કરોડ સભાસદો નોંધવાના તથા વીસ લાખ રેટીઆ ચાલુ કરવાના હતા તેમાથી આ તાલુકાને હિસ્સે તિલક સ્વરાજ્ય ફાળામાં રૂપીઆ ત્રણ હજાર, મહાસભાના સભાસદો ત્રણ હજાર તથા છસો રેટીઆ એ પ્રમાણે કરવાનુ આવ્યુ એ કામ પણ શાળાઓના કામની સાથેજ ઉપડયુ સુરતના પાટીદાર તથા અનાવિલ આશ્રમના વિદ્યાર્થીઓએ પોતાની રજાના તથા કેટલાક વખત અભ્યાસના દિવસોમા પણ આ તાલુકામાં આવીને સારા ઉત્સાહથી કાર્ય કર્યું હતુ તેની અત્રે સાભાર નોંધ લઇએ છીએ

## પ્રાન્તિક સેવા સંઘ

મહાસભાના ઠરાવને અનુસરી જેઓએ શાળા અને કોલેજોનો બહિષ્કાર કર્યો હતો તેવા-ઓને, જેઓ રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓમાં અભ્યાસ માટે જોડાયા હતા તેમને પણ—ગાંધીજીએ ગામડામાં લડતની તૈયારીનુ કામ ઉપાડી લેવા સલાહ આપી અને ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને કામની તાલીમ આપવા આચાર્ય ગિદવાણીજીએ સ્વરાજ્ય આશ્રમની સ્થાપના કરી તેમાથી અને બીજેથી કેટલાક ભાઇઓ આ તાલુકામાં કામ કરવા આવી રહ્યા હતા આ સ્વયં-સેવકોને મે માસમા ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી ખર્ચ જેટલુ (રૂા ૨૫ થી વધારે નહિ) આપવાની વ્યવસ્થા થઇ હતી આ યોજના અનુસાર આખુ વરસ જે ભાઇઓએ તાલુકાને પોતાની સેવા આપી હતી તેમનાં નામ —

૧ મહિપતરામ મણિશંકર
૨ બાપુભાઇ રણછોડજી
૩ ડાહ્યાભાઇ પ્રભુભાઇ
૪ મૂળચંદ કલ્યાણજી
૫ બહેચરભાઇ નરોત્તમદાસ
૬ લલ્લુભાઈ ગાંડાભાઈ
૭ જગમોહન્ ઘેલાભાઇ

ઉપર પૈકીના ભાઇ મહિપતરામ મણિશંકર અત્યારે તાલુકાની રાષ્ટ્રીય શાળાઓના નિરી-ક્ષક તરીકે કામ કરે છે તથા ભાઈ બહેચરભાઈ નરોત્તમદાસ તાલુકામાં ખાદી વેચાણનુ કામ કાઇપણ મહેનતાણુ લીધા સિવાય કરે છે ભાઇ લલ્લુભાઇ ગાંડાભાઇ કાલોલ વિનય મંદિરમાં અધ્યાપક તરીકે જો કે તેમણે ક્ષેત્ર બદલ્યુ છે, પરંતુ અસહકારના કાર્યમાંજ રોકાયલા છે બીજાઓ પોતપોતાના ખાનગી કામધંધામા પડી ગયા છે

## ગાંધીજીની પ્રથમ પધરામણી

આટલા કાર્યથી બારડોલી તાલુકાના લોકો ઉપર તેમજ બહાર સારી અસર પડી હતી ચૈત્ર માસમા ગાંધીજી ગુજરાતમા મુસાફરી કરવા નીકળ્યા તે વખતે પુનમને દિવસે શ્રી વલ્લભ-ભાઇ સાથે તેઓશ્રી પહેલી વાર બારડોલીમાં પધાર્યા ગાંધીજીનાં દર્શન કરવાની તથા તેમને

સાંભળવાની આકાંક્ષા લોકોમાં બહુજ તીવ્ર હતી. નદીને કિનારે ખુલ્લા મેદાનમાં બપોરના બે વાગે સભા રાખવી પડી હતી આટલા સખ્ત તાપમાં પણ વીસથી પચીસ હજાર માણસ સભામાં એકઠા થયેલા. તેમણે ગાંધીજીને શાંતિપૂર્વક સાંભળ્યા જુદા જુદા ગામના લોકોએ પોત પોતાના ગામ તરફથી ભેટની રકમો ગાંધીજીના ચરણમાં અર્પણ કરી. તે દિવસે સોનાચાંદીના દાગીના ઉપરાંત ભેટની રકમ રૂ. ૩૪૬૫–૮–૦ થઇ હતી. ગાંધીજીના બારડોલીમાં પધારવાથી લોકોનો ઉત્સાહ ઘણો વધ્યો અને કામ પણ જોસભેર ચાલવા લાગ્યું.

## રાષ્ટ્રીય શાળાઓ

સરકારી શાળાઓ તોડીને તેના સ્થાને રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાનુ કામ તાલુકામાં બહુ વહેલાનુ શરૂ થઇ ચૂક્યુ હતુ, પરંતુ ગાંધીજીના પધારવા પછી તો સ્વયંસેવકોના મ્હોટા મ્હોટા સમૂહ ગામડામા રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવા માટે ફરવા લાગ્યા. સ્વયંસેવકોએ પહેરણ અને જાંગીઆં પહેરેલાં હોય, હાથમાં રાષ્ટ્રીય ઝંડા લીધેલા હોય, કોઇ ઘંટ વગાડતા હોય, કોઇ શંખ ફુંકતા હોય અને કોઇ આગેવાન સ્વયંસેવકના હાથમાં બ્યુગલ, એવી પચાસ પચાસ તથા સો સોની ટુકડી અને કેટલીક વાર તો બસો કે ત્રણસો સ્વયંસેવકોની ટુકડી એક ગામથી બીજે ગામ રાષ્ટ્રીય શાળાઓ સ્થપાવવા નીકળી પડતી

એજ વખતે દક્ષિણ આફ્રિકામા સત્યાગ્રહના યુદ્ધમાં ૭ ૭ વખત જેલ સેવનાર વીર ભાઇ પ્રાગજી ખંડુભાઇ દેસાઇએ પણ બારડોલીને પોતાની સેવા આપી, અને શાળા તથા બારડોલી તાલુકાને સામુદાયિક સવિનય ભંગ માટે તૈયાર કરવાના કાર્યમાં ગામડે ગામડે ઘૂમ્યા.

એક પછી એક સરકારી શાળા તુટી, રાષ્ટ્રીયશાળાઓ સ્થપાતી ચાલી અને એક વખત એવો હતો કે જ્યારે ગુજરાતમાં તો શું પણ સારાયે હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય શાળાની બાબતમાં એક પણ તાલુકો બારડોલી તાલુકાની સાથે હરિફાઇમાં ઉભી શકતો નહતો.

અને આ સુંદર પરિણામ તો મહાત્માજીએ પોકારેલા શાંત યુદ્ધના રણભેદીને ઝીલવાની બારડોલી તાલુકાની પ્રજાની તથા સ્વયંસેવકોની તમન્ના સાથે આપભોગની તૈયારીને આભારી હતુ. ઉત્સાહના પૂરમાં ઉપવાસ આદરીને પણ કેટલાક ગામોમા રાષ્ટ્રીય શાળાઓ સ્થપાવવામાં આવી હતી. શાંત ચિત્તે વિચાર કરતાં એમ લાગે છે કે સ્વયંસેવકોએ પોતાની કાર્યસિદ્ધિ માટે આદરેલા એ ઉપવાસોમા દબાણ હતુ અને દબાણથી થએલુ કાર્ય લાંબો વખત નીભી શકે નહિ. આ ઉત્સાહમાં ૫૮ રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઇ ગઇ પરંતુ તેમાંની કેટલીક જેટલા ઝપાટાથી સ્થપાઇ એટલાજ ઝપાટાથી નાબુદ પણ થઇ ગઇ, છતા લોકોને તો ધન્યવાદ ઘટેજ છે કે રાષ્ટ્રીય શાળાઓની બાબતમા પોતે પકડેલી વાતને તેઓ સારી મક્કમતાથી વળગી રહ્યા છે. આ તાલુકાની શાળાઓની કોઇક વિગત વાર ઇતિહાસ આગળ આવશે, પરંતુ આટલુ તો અહીં જણાવી દેવું જરૂરનુ છે કે અત્યારે તાલુકામાં ૨૯ રાષ્ટ્રીયશાળાઓ ચાલે છે અને તેટલીયે સારાં શાળાઓ ચાલેલાં દેખાય છે. આજે પણ ૧૮ ગામમાં સરકારી શાળાઓ બીલકુલ બંધ જ છે

## દારૂતાડીના પીઠા પર ચોકી

સ્વયંસેવકો તરફથી શાળાઓના કાર્યના જેટલુ જ ઉત્સાહપૂર્વક ઉપાડી લેવામાં આવેલું બીજું કામ દારૂ તાડીના પીઠાં તથા માંડવા ઉપર ચોકી ભરવાનુ હતું. સ્વયંસેવકો હિંદુ અને મુસલમાન

બન્ને કોમના હતા તાલુકામાં વાલોડ પેટામહાલ સુધ્ધાં દારૂની કુલ દુકાનો ૨૪ તથા તાડીની દુકાનો ૧૮ હતી તે ઉપરાંત ૧૦૧ ઝાડવાળાઓના તાડીનું વેચાણ [illegible] થતું આ બધાનું કુલ વેચાણ રૂા ૬,૦૦,૦૦૦ થી વધારે થતું* અને તેમાંથી સરકારને વાર્ષિક રૂા ૨,૫૭,૦૦૦ ઉપજ થતી ×

લડતના ઉત્સાહમા દારૂતાડીના પીઠા ઉપર જ્યારે ચોકી કરવાનું કામ જોરથી ચાલ્યું ત્યારે દારૂતાડીના વેચાણનો આંકડો નહિ જેવો થઇ ગયો હતો પરંતુ આ સ્થિતિ થોડાજ મહિના ચાલી આ તાલુકામા દારૂતાડીનું સેવન કરનાર મ્હોટે ભાગે કાળીપરજના તથા [illegible] વર્ગમાના લોકો છે તેમને સમજપૂર્વક દારૂ છોડાવવાને બદલે કેટનેક દરજ્જે સીધા કે આડકતરા દબાણથી દારૂતાડી છોડવાની ફરજ પાડેલી સ્વયંસેવકોનો ચોકી ભરવાનો ઉત્સાહ મંદ પડી જતા તથા દબાણ દૂર થતા દારૂતાડીની બાબતમા આજે તાલુકાની સ્થિતિ લગભગ પહેલાના જેવી જ છે

છતાં, આ નિષ્ફળ ગયેલા પ્રવાસમા પણ આત્મશુદ્ધિ અને સંયમના કેટલાક ઉજ્જ્વલ પ્રસંગો હતા તેના ઉલ્લેખ વિના આ અહેવાલ અધુરોજ ગણાય વરાડ ગામમા રાષ્ટ્રીય શાળાના મુખ્ય અધ્યાપક ભાઇ મકનજી વનમાળીદાસને એ ગામના દારૂ તાડીના પારસી ઇજારદાર ગૃહસ્થે કેટલાક દુબળાઓની મદદથી રાતને વખતે મરણતોલ માર મારી વાડમા ફેંકી દીધા ભાન આવતા નગ્ન દશામા ભાઇ મકનજી જ્યારે ગામમા આવ્યા ત્યારે તેમની સ્થિતિ જોઇ ગામના જુવાનો ખુબ ઉશ્કેરાઇ ગયા પણ ગામના કેટલાક વૃદ્ધ માણસોના વારવાથી અને મુખ્યત્વે તો ભાઇ મકનજીનીજ વીનવણીથી તેઓ પેલા પારસી ઇજારદારને નુકશાન પહોંચાડતા અટક્યા છેવટ પારસીએ મકનજીની માફી માગી અને લોકો શાન્ત થયા આ ઉપરાંત અકોટીના ભાઇ છીતાભાઇ મેઘાભાઇને તથા કડોદના ભાઇ મુળચંદ કલ્યાણજી તથા બીજા એક બે ભાઇઓને પણ સખ્ત માર પડેલો. ઇજારદાર પારસીની આ ગેરવર્તણુકને પરિણામે કડોદમા [illegible] તેનો બહિષ્કાર પણ થયેલો, છતા એક વાર તેની ભેંસ કાદવમા ખુંચી ગયેલી ત્યારે [illegible] ચોકી કરનારા સ્વયંસેવકોએજ ભેંસ કાઢવામા તેને મદદ કરેલી આ ઉપરાંત સ્થાનિક ત્રણ સ્વયંસેવકો ભાઇ મોરારભાઇ, ભક્તિભાઇ તથા માધુભાઇ ઉપર દારૂ ગાળવાનો ઉદ્દેશ કર્યા બાબતનો જુઠો કેસ ઉભો કરી તેમને ગુન્હેગાર ઠરાવી મેજીસ્ટ્રેટે દંડ કરેલો અને દંડ ન ભરે તો છ છ માસની સખ્ત મજુરી સાથે સજા આ સજા તેઓએ આનંદપૂર્વક સ્વીકારી લીધી અને ગુજરાતમાં સૌથી પહેલાં જેલ ભોગવવાનું ભાગ્ય પ્રાપ્ત કર્યું. અહીં એ પણ જણાવવું જરૂરનું છે કે આ ત્રણે સ્વયંસેવકો નિર્દોષ હોઇ લડતનું રહસ્ય સારીપેઠે સમજતા હતા

## તિલક સ્વરાજ્ય ફાળો

જો કે આ તાલુકાને ભાગ ત્રણ હજાર રૂપીઆ તિલક સ્વરાજ્ય ફાળામા એકઠા કરવાના આવ્યા હતા, છતાં ગાંધીજી અહીં પધારે ત્યાર પહેલા રૂપીઆ પાંચ હજાર એકઠા કરી નાખવા એવો સંકલ્પ સ્વયંસેવકોએ રાખ્યો હતો તાલુકામા સ્થપાયલી રાષ્ટ્રીય શાળાઓનો ૧૯૨૧ ની સાલનો ખર્ચ રૂપીઆ અઠ્ઠાવીસ હજાર થયો હતો અને આ રકમ પહેલેથીજ ઉઘરાવી લેવામાં

* તાલુકાની આજુબાજુ ગાયકવાડી રાજ્યમાં દારૂના ભાવો ઓછા હોવાથી ત્યાં પીનારાઓ જઇને પીતા, તેની ગણત્રી કરતા આ રકમથી વધુ રકમ તાલુકામાં દારૂ તાડી પાછળ બરબાદ થાય છે.

× ચાલુ વર્ષમાં તાડીના ઝાડ ઉપર સરકારી જકાત ત્રણ ઘણીક રેલી હોવાથી સરકારી ઉપજ ઘણી વધી જશે.

આવેલી હતી, છતાં તા. ૩૦ મી જુન પહેલાંના એક કરોડ રૂપીઆના ફાળામાં આ તાલુકા તરફથી તાલુકા અને જીલ્લા સમિતિ મારફતે લગભગ રૂા. ૧૬,૦૦૦ ભરાયા હતા.

## મહાસભાના સભાસદો

રિપોર્ટના વરસોમાં મહાસભાના સભાસદો નોંધવાનું કામ ઠીક થયેલું પ્રથમ વર્ષે સ્વયં-સેવકોએ શાખાની સ્થાપના અને પીકેટીંગના કામ ઉપરાંત સભાસદ નોંધવાનું કામ પણ તેટલાજ ઉત્સાહથી કર્યું હતુ લડતના વરસે પૂ. કસ્તુરબા, ગંગાબ્હેન, મનુબ્હેન તથા સુમિત્રાબ્હેને, તેમાં ભાગ લીધો હતો વખતો વખત સુરતથી આવીને અમ્બિતબ્હેન, કૌશલ્યાબ્હેન તથા મેલીબ્હેને આ કામમાં સારી મદદ કરી હતી તેની પણ આ સ્થળે નોંધ લઇએ છીએ.

લડત બંધ રાખ્યા પછી મોટે ભાગે એ કામ રાષ્ટ્રીય શાળાઓના શિક્ષકોને આભારી છે. સભાસદનુ સાલવારી પત્રક નીચે મુજબ છે.

| વર્ષ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ |
|---|---|---|---|
| બીન મુસલમાન પુરૂષ | ૫૨૬૧ | ૨૫૯૩ | ૨૨૮૭ |
| બીન મુસલમાન સ્ત્રી | | ૧૮૩૮ | ૮૬૦ |
| મુસલમાન પુરૂષ | ૭૪ | ૧૪૯ | ૬૯ |
| મુસલમાન સ્ત્રી | | ૧૨ | ૧૪ |
| કુલ્લ | ૫૩૩૫ | ૪૫૯૩ | ૩૨૨૬ |

પ્રથમ વર્ષમા ઉપર જણાવ્યા ઉપરાંત ગાયકવાડી ગામોમાં પણ સભાસદ નોંધવાનું કામ બારડોલી તાલુકા સમિતિ મારફત કરવામાં આવેલુ તે વર્ષે (સને ૧૯૨૧મા) તે વિભાગના કુલ્લ ૨૩૦૬ સભાસદ નોંધ્યા હતા બીજે વર્ષે તે કામ નવસારી પ્રાંત એજન્સી સમિતિને સોંપવામા આવ્યુ તે અગાઉ લગભગ ૭૦૦ સભાસદો નોંધી લીધા હતા.

## બારડોલીની પસંદગી

તા ૨૩-૮-૨૧ ના રોજ શ્રી વિઠ્ઠલભાઇ પટેલ બારડોલીમા પધાર્યા તે વખતે ૭૦૦-૮૦૦ સૈનિકોની ટુકડીએ તાલીમબદ્ધ સિપાહીઓની પેઠે સ્ટેશનથી બારડોલી ગામ સુધી રસ્તાની બન્ને બાજુ ગોઠવાઇ જઇ સૈન્ય વ્યવસ્થાનો ખ્યાલ આપ્યો હતો. બપોરે સભા થઇ તેમાં શ્વેત વસ્ત્ર ધારી પંદરેક હજાર સ્ત્રી પુરૂષોએ હાજરી આપી એક વરસમાં સ્વરાજ્ય હાસલ કરવાની દેશની પ્રતિજ્ઞા પૂરી કરવા માટે તાલુકાની ઉત્સુકતા સભામાં સારી રીતે વ્યક્ત થઇ કેટલાક અતિ ઉત્સાહીઓએ તો ગાંધીજીના જન્મદિવસે એટલે ભાદરવા વદ ૧૨ ને રોજ સ્વરાજ્ય વાવટો બારડોલી તાલુકામાં ફરકાવી દેવાની ખ્વાહેશ પણ બતાવી. વિઠ્ઠલભાઇ સાહેબે એ સભામાં તો લોકોના ઉત્સાહના ઉભરા ઉપર અંકુશ મૂક્યો નેતાઓની સંમતિ વિના ઉતાવળીયુ પગલું ન ભરી બેસવાની સલાહ આપી, પરંતુ આ તૈયારી અને ઉત્સુકતાથી તેઓ એવા તો મુગ્ધ થઇ ગયા હતા કે કલકત્તામાં મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિ આગળ, બારડોલીની યોગ્યતા તેમણે રજુ કરી ગાંધીજી પ્રથમ પધાર્યા ત્યારે તેમણે પણ સારી આશા બાંધી હતી વળી દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડાઇમાં બારડોલીના ઘણા પાટીદાર ભાઇઓએ ભાગ લીધેલો, તેમને આ તાલુકામાં જોઇ ગાંધીજીની શ્રદ્ધા બેસે એ સ્વાભાવિક હતું.

આ વખતે આણંદ તાલુકો પણ સારી તૈયારી કરી રહ્યો હતો. અને બારડોલીમાંથી મુકવું કહેણ આપવું કે આણંદમાંથી એ પ્રશ્ન ગુજરાત પ્રાન્તિક સમિતિ સમક્ષ હતો એટલે શ્રી વલ્લભભાઇ, આચાર્ય ગિદવાણીજી, ડૉ કાનુગા તથા ખાદી વિભાગના મંત્રી શ્રી લક્ષ્મીદાસભાઇ આ તાલુકાની તપાસ માટે આવ્યા તાલુકાના દરેક ગામના આગેવાન કાર્યકર્તાઓની સભા બોલાવવામાં આવી અને તેમાં દરેક ગામની હકીકતની રજુઆત થઇ શ્રી લક્ષ્મીદાસભાઇએ તાલુકામાં ખાદીની બાબતમાં થયેલી પ્રગતિ સંબંધી અસંતોષ પ્રકટ કર્યો અને તપાસ કરવા આવેલી સમિતિએ સૂચવ્યું કે સવિનયભંગ માટે યોગ્ય ગણાવું હોય તો એક માસમાં ૨૦૦૦ વધુ રેંટીઆ તાલુકામાં ફરતા થઇ જવા જોઇએ. આ ઉપરથી જીલ્લા સમિતિએ પોતાના જોખમે એક છાવણી સ્ટેશન ઉપરના શેઠ જમનાદાસના પ્રેસમાં નાખી. શેઠ જમનાદાસે પોતાના મકાનો સમિતિની માલકીનો મકાનો થયાં ત્યાં સુધી એટલે લગભગ બે વર્ષ સુધી વાપરવા દીધાં તથા સવિનય ભંગ કરવા માટે ગાંધીજી અહીં પધાર્યાં અને તેને નિમિત્તે અનેક નેતાઓનું પધારવું થયું ત્યારે જેટલા જોઇએ તેટલી સગવડો કરી આપી તેની, પ્રેસના મેનેજર શ્રી પ્રાણભાઇની અંગત સેવાની અને વિઠ્ઠલ સાહેબના જીનના મેનેજર ભાઇ જેઠાલાલની અહીં સાભાર નોંધ લઇએ છીએ

## ખાદી વિભાગની સ્થાપના

રેંટીઆ અને ખાદી પ્રચારનું કામ તો સમિતિએ તા. ૨૪-૪-૨૧થી જ શરૂ કરી દીધું હતું. બેઝવાડાનો કાર્યક્રમ બહાર પડયો અને ગુજરાત પ્રાંતિક સમિતિએ ખાદી વિભાગની અલગ સ્થાપના કરી એટલે શ્રી લક્ષ્મીદાસભાઇ પાસેથી તા ૨૮-૫-૨૧ ના રોજ રૂ. ૧૦૦૦ ની લોન લઇ પ્રવૃત્તિ વધારવાની યોજના કરી. ચળવળનો વેગ વધતો જતો હતો તેમ રેંટીઆની માંગ પણ વધતી જતી હતી. તેને પહોંચી વળવા માટે એક તરફથી અહીંજ ૫૦૦ રેંટીઆ કન્ટ્રાક્ટ આપીને બનાવવા માંડયા અને બીજી તરફથી બહારથી પણ રેંટીઆ સારા જથામાં મંગાવ્યા આમ તાલુકા સમિતિ મારફતે લગભગ નવા ત્રણસે રેંટીઆ નવેમ્બર માસ સુધીમા તાલુકામાં વેચાયા પછી ગોઠવણ કરવાની હતી વણાટની સ્થાનિક વણકરો હાથનું સૂતર વણતા ન હતા એટલે સુરતથી કાઠીઆવાડી વણકરો બોલાવ્યા થોડા પોતે જ શીખી લઇને પોતપોતાનું સૂતર વણી લે એ ખ્યાલથી વણાટ શીખવવાની યોજના કરી અને ૧૦ ભાઇઓએ વણાટનું સાધારણ જ્ઞાન બારડોલી આવીને મેળવી લીધું.

## ગાંધીજીની પુન: પધરામણી

તા ૧૯મી નવેમ્બરના અરસામાં ગાંધીજી બારડોલી તપાસ કરવા માટે આવવાના હતા. પરંતુ મુંબઇના હુલ્લડથી તેઓશ્રીને ત્યાં રોકાઇ જવું પડયું અને સવિનયભંગ કેટલાક સમયને માટે મુલતવી રાખવાનું તેમણે ઠરાવ્યું તા. ૧લી ડીસેમ્બરે તેઓ પધાર્યા. બારડોલી, સરભોણ, વાંકાનેર, વાલોડ, સ્યાદલા કડોદ, બોજ તથા વરાડ એટલાં ગામની તેઓશ્રીએ મુલાકાત લઇ બધી પરિસ્થિતિ બરાબર તપાસી લીધી તે વખતે તો લાલા લજપતરાય, પંડિત મોતીલાલ નેહરૂ, દેશબન્ધુ દાસ, અલી બિરાદરો તથા બીજા અનેક નેતાઓ અને હજારો સ્વયંસેવકોથી જેલો ભરાઇ ચુકી હતી, એક વરસમાં સ્વરાજ્ય સર કરવાની મહાસભાની પ્રતિજ્ઞા પાર પાડવાની પણ તાલાવેલી લાગેલી હતી

એટલે સરકારને યુદ્ધ આપવા મહાત્માજી તલપાપડ થઇ રહેલા હતા. અમદાવાદના મહાસભાના કાર્યમાંથી પરવારી યુદ્ધનું મંડાણ કરવાના ઉદ્દેશથી જ તેઓ તા. ૨૭ મી જાનેવારી ૧૯૨૨ને દિન બારડોલી આવી પહોંચ્યા

## તાલુકા પરિષદ

તા ૨૯ મી જાનેવારીને દિને બારડોલી તાલુકા પરિષદની બેઠક શ્રી વિઠ્ઠલભાઇ પટેલના પ્રમુખપણા નીચે મળી બધા ગામોના આગેવાન કાર્યકર્તાઓને ગાંધીજીએ લડતની જોખમદારી પૂરેપૂરી સમજાવીને સવિનય ભંગનો ઠરાવ ઘડ્યો અને ત્યારપછી પરિષદમાં આખી સભા સમક્ષ ગાંધીજીએ તથા શ્રી વિઠ્ઠલભાઇએ તમામ સ્ત્રીપુરૂષોને પોતાની જવાબદારીનું ભાન કરાવ્યું. (જુઓ પરિશિષ્ટ ૮) મનમાં કાંઇ શંકા જેવું રહેતું હોય તો કાર્ય શરૂ કરતા પહેલાંજ બેસી જવાની પણ સલાહ આપી પણ જ્યારે લોકોએ પોતાની દૃઢતા અને ઉત્સાહ એકી અવાજે જાહેર કર્યા ત્યારે નીચે પ્રમાણેનો ઠરાવ પસાર કરવાની એ બન્ને નેતાઓએ તથા પરિષદમાં પધારેલા શ્રી. વલ્લભભાઇ તથા શ્રી અબ્બાસ સાહેબ જેવા બીજા નેતાઓએ પણ સલાહ આપી.

એ ઠરાવો નીચે પ્રમાણે

" સામુદાયિક સવિનય ભંગને સારૂ મુકરર કરેલી શરતો પૂરી રીતે સમજવા પછી બારડોલી તાલુકાની આ પરિષદ એવો ઠરાવ કરે છે કે આ તાલુકો સામુદાયિક સવિનય ભંગ સારૂ તયાર છે. આ પરિષદ માને છે કે —

(૧) હિંદુસ્તાનનાં દુખોને દૂર કરવા સારુ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વિ. કોમો વચ્ચે મિત્રતાની આવશ્યકતા છે

(૨) મજકુર દુખોનું ઔષધ શાંતિ, સબુરી અને સહનશીલતાજ છે.

(૩) હિંદુસ્તાનની સ્વતંત્રતાને સારૂ પ્રત્યેક ઘરમાં રેંટીઆના ઉપયોગની અને બધાએ હાથે કાતેલા અને વણેલા સુતરના કપડાનાજ ઉપયોગની આવશ્યકતા છે

(૪) હિંદુઓ જ્યાં સુધી અસ્પૃશ્યતાનો સર્વથા ત્યાગ ન કરે ત્યાં સુધી સ્વરાજ્ય અશક્ય છે.

(૫) લોકોની ઉન્નતિને સારુ ને બંધનમાંથી છુટવા સારૂ ગુસ્સો કર્યા વિના, માલ મિલ્કત ખોવા, કેદમાં જવા કે જરૂર પડે જાન આપવા લોકોને તૈયાર થવાની આવશ્યકતા છે. અને આ પરિષદ ઉમેદ રાખે છે કે બારડોલી તાલુકાને પોતાનો ભોગ આપવાની પ્રથમ તક મળશે. અને આ પરિષદ વર્કિંગ કમિટિને સૂચવે છે કે જો વર્કિંગ કમિટિ બીજો કંઇપણ બંધન કરનારો ઠરાવ પસાર ન કરે તો, અગર રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ન ભરાય તો બારડોલી તુરત સામુદાયિક સવિનય ભંગ મહાત્મા ગાંધીજી અને પરિષદના પ્રમુખની સલાહ મુજબ શરૂ કરશે.

આ પરિષદ ભલામણ કરે છે કે જેઓ કોંગ્રેસે ઠરાવેલી શરતોનું પાલન કરવા તૈયાર હોય તેવા બારડોલી તાલુકાના રહેવાસી બીજો ઠરાવ થતા સુધી સરકારી મહેસૂલ નહિ ભરે.

આ પરિષદની અસર મહાત્માજીએ "આપેલી આશા" એ મથાળા હેઠળ 'નવજીવન'માં વ્યક્ત કરી છે. (જુઓ પરિશિષ્ટ ૧૦)

## મહાસભાની કાર્યવાહક સમિતિની મંજુરી

મહાયુધ્ધની તૈયારીને છાજે એવી ત્વરાથી કામ ચાલતું હતું પરિષદનું કામ ખતમ થયા પછી તરત તા. ૩૧ મીના રોજ સુરત મુકામે પાટીદાર વિદ્યાર્થી આશ્રમમાં મહાસભાની કાર્યવાહક સમિતિની બેઠક મળી વર્કિંગ કમિટિમાં હાજર રહેલા સભાસદોમાં મહાત્માજી ઉપરાંત હકીમ અજમલખાન, શ્રી વિઠ્ઠલભાઇ ડૉ. અન્સારી, ડૉ. ચોઇથરામ, શ્રી કૌજલગી તથા શ્રી જાન-મહમદ છોટાણી હતા આ સભામા બારડોલીએ પસાર કરેલા ઠરાવો મંજુરી માટે રજુ થયા. રીતસરની મંજુરી મળી ગઇ એટલે નામદાર વાઇસરોયને લડતનું કહેણુ મોકલવાનો ખરી તો ગાંધીજીએ ઘડી કાઢયો તેમનો ખરડો મંજુર થયો અને તા ૧ લી ફેબ્રુઆરીના યાદગાર દિને ૮૭ હજારની નિ શસ્ત્ર અને અહિંસાની પ્રતિજ્ઞાથી બંધાયલી પ્રજાએ પોતાના સત્યનિષ્ઠ અને અહિંસાવ્રતી એવા કૃશગાત્રસેનાપતિ મારફત સારી બ્રિટિશ સલ્તનતને યુધ્ધનો પડકાર કર્યો.

( જુઓ પરિશિષ્ટ ૮ )

## લડતનો રંગ

અમદાવાદની મહાસભા પુરી થયા પછી દેશ સમસ્તના નાયકો અને સૈનિકો બારડોલીની તૈયારી જોવા ઉતરી પડયા આ અગાઉ પણ કેટલાયે દેશનાયકોના દર્શનનો લાભ તાલુકાને મળેલો મુબઇના હુલ્લડ પછી ભરાયેલી વર્કીંગ કમીટીમાં હાજરી આપવા જતાં, દેશબંધુ દાસે બાર-ડોલીના તેમના દર્શનાર્થે આવેલા હજારો માણસોની સમક્ષ એક પ્રોત્સાહક ભાષણ કરી બારડોલીને કુરૂક્ષેત્રની ઉપમા આપી મહાત્માજી સાબરમતીથી છેલ્લી વિદાય લઇને લડતના મંડાણ માટે બારડોલી આવ્યા ત્યારે સમરાંગણે મરવાની તમન્નાથી કેટલાયે સ્વયસેવકો જુદા જુદા ભાગો માંથી અત્રે આવી પહોંચ્યા હતા શ્રી ભણશાળી શ્રી તાપીદાસ સંઘવી અને શ્રી રતિલાલ દેસાઇનો ઉત્સાહ અણમોલ હતો

શ્રી વિઠ્ઠલભાઇ પટેલ શ્રી જમનાલાલ બજાજ શ્રી એસ આર બમનજી, શ્રી શંકરલાલ બેંકર, શ્રી સ્વેબ કુરેશી, ડૉ ચંદુલાલ તથા શ્રી અનુસયાબ્હેન અને શ્રી ગંગાબ્હેન મઝમુદાર પણ લડતના કાર્ય અર્થેજ બારડોલીમાં આવીને વસ્યાં હતા આ વખતનો રંગ અવર્ણનિય છે રાત અને દિવસ કામનો વેગ વધતો જતો મહાત્માજીએ લડત બંધ રાખવાનું ઠરાવ્યુ ત્યારે પાંચ ગામના લોકોએ એક રાતમા પોતાની સહી કરી એક વિનંતિ પત્ર મોકલ્યુ અને લડત ચાલુ રાખવા આગ્રહ કર્યો

બારડોલીના આંગણે એ સમયમાં અને એ સમય પછી પણ ઘણા દેશભકતો આવી ગયા છે અમદાવાદની મહાસભામાંથી પોતાના વિભાગમા પાછાં ફરતાં શ્રી લલિત મોહન ઘોષ શ્રીમતી સ્નેહલતા કુમારી અને પંજાબના ભાઇ પરમાનંદ બારડોલીમાં પધાર્યાં હતા. મહારાષ્ટ્રના નેતા શ્રી. કેલકર તથા શ્રીગોખલે, સંયુકત પ્રાંતોમાથી પંડિત જવાહિરલાલ નહેરૂ, પંડિત માલ-વીયાજી પંજાબમાંથી સ્વામી શ્રદ્ધાનંદજી, સ્વામી સત્યદેવ, શ્રીમતી કૃષ્ણાકુમારી, મોઆઝમઅલ્લી તથા બેઝહુર અહમદ, સિંધમાંથી શ્રી જેરામદાસ મદ્રાસમાથી મૌ આઝાદ સોબાની અને મુંબાઇથી શ્રીમતી સરોજીની નાયડુ, શ્રી નટરાજન શ્રી જયકર, મીયાં છોટાણી, શ્રીમતી સૂરજબ્હેન, શ્રી. મેલગામવાળા એમ ઘણાયે બારડોલીની ભૂમિને પાવન કરી છે અંગ્રેજોમાંથી પણ દીનબંધુ એન્ડ્રુસ. મહાશય પોલ રિશાર, મિ પોલક, મેન્ચેસ્ટર ગાર્ડિયનના પ્રતિનિધિ તથા બીજા કેટલાક

પાહરી ભાઇઓ પણ આવી ગયા છે. ગુજરાતના દરબાર સાહેબ, શ્રીમતી ભક્તિબા શ્રી અબ્બાસ સાહેબ, કવિ નાનાલાલ શેઠ, અંબાલાલ સારાભાઇ, શ્રીમતી નંદુબેન કાનુગા, કાકા કાલેલકર, શ્રી કિશોરલાલ મશરૂવાળા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, પ્રો સ્વામી નારાયણ, શ્રી. અમૃતલાલ શેઠ શ્રી મણીલાલ કોઠારી શ્રી અમૃતલાલ ઠક્કર શ્રી. મોહનલાલ પંડ્યા વિગેરે અનેક દેશ ભક્તોના દર્શન અને ઉપદેશનો તાલુકાને લાભ મળ્યો છે

## આંતરિક વ્યવસ્થા

કાર્યની સગવડતાની ખાતર પ્રથમથી જ તાલુકાના ચાર વિભાગ રાખેલા તે દરેક વિભાગમા લડતનો ઠરાવ કર્યા પછી જવાબદાર અને કુશળ કાર્યકર્તાઓ નીમી દેવામા આવ્યા ગામે ગામ સ્વયસેવકો તો ગોઠવાઇ ગયેલા હતાજ. દરેક ગામની હકીકત દરરોજ સાંજે વિભાગપતિના કાર્યાલયે પહોચાડી દેવામા આવતી અને બીજે દિવસે સવારે તે હકીકત ખાસ ખેપીઆ સાથે બારડોલી મથક સેનાપતિને પહોચાડવામા આવતી

બારડોલી તાલુકામા તો લોકોનો ઉત્સાહ માતો ન હતો આખા તાલુકાને જરૂર પડે સરકાર ઘેરી લે અને બહારથી એક પણ ચીજ અંદર આવવા ન દે એવા પ્રસંગને માટે તૈયાર રહેવાનુ લોકોને ગાંધીજીએ સમજાવ્યુ હતુ. જેલ જવા અને બંદુકની ગોળીઓ સામે ઉભા રહેવા સ્વયસેવકો નોધાયલા તેમા સ્ત્રીઓ પણ હતી આ અપૂર્વ, ચમત્કારીક અને પવિત્ર લડત જોવા અને જરૂર પડે તો તેમા પોતાનો હિસ્સો આપવા દરેક પ્રાન્તમાથી નેતાઓ બારડોલીમા ઉતરી પડયા હતા આવી અપૂર્વ લડત લડવાનુ ભાગ્ય પ્રાપ્ત થશે એ હોંશથી લોકોના મ્હોટા ભાગનો હર્ષ માતો ન હતો ત્યારે તાલુકામા કોઇક એવા પણ પડેલા હતા કે જેઓ આખો તાલુકો તોપના મારાથી ઉડાડી દેવામા આવે તે ભયથી તાલુકો છોડી નજીકના ગાયકવાડી મુલકમા જઇ વસવાની તૈયારી કરી રહ્યા હતા.

## રંગમાં ભંગ

આમ લડતના રંગમાં ધૂમાધૂમ ચાલી રહી હતી ત્યા તેમા ભંગ પડે એવા સમાચાર આવ્યા. તા ૪–૨–૨૨ ને દિને ભાઇ દેવીદાસનો ચૌરીચૌરાના હત્યાકાંડના સમાચાર આપનારો તાર આવ્યો ચોંકાવનારા ખબરો વધુને વધુ મળતા ગયા ના વાઇસરૉયને લખેલા કાગળમાં આપેલી અઠવાડીઆની મુદત તા ૧૦ મી એ પૂરી થતી હતી તે પહેલાજ તા. ૮ મીએ ગાંધીજીએ આખા સુરત જીલ્લાના કાર્યકર્તાઓને અને ત્યા હાજર હતા તે દેશ નાયકોને ભેગા કર્યા અને મળેલા સમાચાર સાચાજ ઠરે તો સવિનયભંગની લડત મુલતવી રાખવી પડશે એમ જણાવ્યુ આ ઠરાવ ઉપર આવતા ગાંધીજીને કેટલુ દુઃખ થયુ હતુ અને કેટલુ આત્મનિરીક્ષણ કરવું પડયું હતુ તે તો નવજીવન તથા યંગ ઇંડિયાના પાનાંમાથી, ગાંધીજીના પોતાનાજ શબ્દોમાં જાણી શકાય એમ છે (ગોરખપુરનો ગુન્હો પરિશિષ્ટ ૧૧) તેજ દિવસે પંડિત માલવીયાજીના તારથી ગાંધીજી મુંબઇ ગયા અને ત્યાથી તા. ૧૦ માર્ચે પાછા ફર્યા.

## કાર્યવાહક સમિતિ ફરીથી

તા ૧૧ મીએ કાર્યવાહક સમિતિ ફરી બારડોલી મુકામે મળી સામુદાયિક સવિનય ભંગની લડત મોકુફ રાખવાને કેટલાક નેતાઓ એકદમ વિરુધ્ધ હતા. ગાંધીજી સાથે એમણે

દિવસ અને રાત લડત બંધ ન કરવાની ચર્ચા કરી ગાંધીજીને સમજાવી લેવા પ્રયત્નો કર્યા પરંતુ દેશનું વાતાવરણ જોઈ ગાંધીજી પોતાના નિશ્ચયમાંથી ન ચસ્યા આખરે લડત મુલતવી રાખીને રચનાત્મક કાર્યક્રમમાં દેશે મંડી પડવાનો ગાંધીજીનો ઠરાવ સમિતિએ સ્વીકાર્યો

(બારડોલી દિલ્હીનો ઠરાવ પરિશિષ્ટ ૧૭)

## તાલુકા પરિષદની બીજી બેઠક

તા ૧૪ મીએ તાલુકા પરિષદની બીજી ખાસ બેઠક શ્રી વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે મળી. અમલદારોના અનેક પ્રયત્નો છતાં નહિ ભરાયેલું મહેસુલ બાકી રહેલા એકજ દિવસની અંદર ભરી દેવાની પરિષદે સલાહ આપી પરિષદે પસાર કરેલો ઠરાવ નીચે પ્રમાણે છે

'બારડોલી તાલુકાના રહેવાસીઓની આ ખાસ પરિષદ મહાસભાની કારોબારી સમિતિના ઠરાવો વાંચી તેને માન આપી સામુદાયિક સવિનય ભંગ મહાસભાની સમિતિનો બીજો હુકમ મળતાં સુધી મોકુફ રાખે છે

ચૌરીચૌરામાં પ્રજા તરફથી થયેલા અત્યાચારને વખોડે છે અને તે કૃત્યો સારૂ પોતાની દીલગીરી જાહેર કરે છે

હિંદુસ્થાનના બીજા ભાગોમાં ગમે તે થાય છતાં અને ગમે તેવી દમનનીતિ થાય છતાં આ પરિષદ માને છે કે આ તાલુકો સંપૂર્ણ શાંતિ જાળવવા શક્તિમાન છે

આ પરિષદ માને છે કે આ તાલુકો જ્યારે જરૂર જણાય ત્યારે સામુદાયિક સવિનય ભંગ કરવા તૈયાર રહેશે દરમિયાન વિશેષ લાયકાત મેળવવા સારૂ તાલુકાના દરેક સ્ત્રી પુરૂષને કારોબારી સમિતિએ રચનાત્મક ઠરાવો પસાર કર્યા છે તેનો અમલ કરવા ભલામણ કરે છે

આ પરિષદનો એવો અભિપ્રાય છે કે સ્વરાજ્યની પુરી લાયકાત મેળવવા સારૂ "કાળી પરજ" અને "ઉજળા લોકો' એવો ભેદ રાખવામાં આવે છે તે રદ કરવો ને કાળીપરજને અજ્ઞાન દશામાં રાખવામાં આવે છે તેમાંથી તેને કાઢી તેઓનાં બાળકોને કેળવણી આપવી, તેઓને દારૂ તાડીનું વ્યસન છે તેમાંથી તેમને મુક્ત કરવા પ્રયાસ કરવો ને તેની બીજી બધી રીતે ઉન્નતિ કરવી

આ પરિષદ માને છે કે રેંટીઆનો અને ખાદીની પ્રવૃત્તિ ચાલે છે તેના કરતા ઘણી વધારે કરવાનો પ્રયાસ થવાની જરૂર છે

આ પરિષદ માને છે કે તાલુકામાં એક પણ ઉમર લાયક બાળક અને બાળા કેળવણી વગરના ન રહેવા જોઈએ ને તેથી દરેક માબાપને પોતાના બાળકોને રાષ્ટ્રીય શાળામાં મોકલવાની ભલામણ કરે છે'

ઠરાવ અનુસાર તલવાર મ્યાન કરતાં લોકોનાં દિલ કેટલાં વલોવાઈ ગયાં હશે તેનું વર્ણન આપવો કઠણ મુશ્કેલ છે, લોકોને ધન્યવાદ એ ઘટે છે કે પોતાના સેનાધિપતિના હુકમને માન આપી એક રાતમાં મહેસુલના નાણાં ભરી દીધાં અને તાલુકામાં સરકારની આણ નહિ પણ મહાસભાની આણ વર્તે છે એ દુનિયાને પૂરવાર કરી આપ્યું.

## રચનાત્મક કાર્યક્રમનો આરંભ

લડત બંધ રાખ્યા પછી ગાંધીજીએ બારડોલીમાંજ રહીને રચનાત્મક કાર્યના બધાં અંગોમાં તાલુકાને પૂરેપૂરો તૈયાર કરવાનો વિચાર રાખ્યો હતો અને પહેલાં લડતને માટે ગોઠવેલા સ્વયં-સેવકો પોતપોતાને સ્થાનકેજ રહીને રચનાત્મક કામમાં ગિરફતાર થઇ જાય એવી એમની ઇચ્છા હતી.

* ખાદીના કામની શરૂઆત તો થઇ ગઇ હતી તે ઉપર જણાવી ગયા પરંતુ લડત શરૂ થાય એટલે બહારથી કાંઇજ માલ–ખાદી પણ ન લાવવી પડે તે માટે બહુ પાકી વ્યવસ્થા કરવાની જરૂર હતી શ્રી મગનલાલ ગાંધી તથા સત્યાગ્રહાશ્રમના બીજા કુશળ કામદારોને ગાંધીજીએ બારડોલી બોલાવ્યા તાલુકાને પોતાનાં જ સૂતરથી ખાદીમય કરવા સારૂ કેટલા રેંટીઆ કેટલી પીંજણો તથા, કેટલી સાળો જોઇએ તેની ગણત્રી થઇ શાળાઓને સારા પાયા ઉપર મૂકવાની તો હતીજ. ૧૮ વર્ષ ઉપરના દરેક સ્ત્રી પુરુષના નામ મહાસભાને ચોપડે નોંધાઇજ જવા જોઇએ એ પણ માગણી હતી અને દરેક માણસ પોતાની માસિક આવકનો દશમો ભાગ તિલક સ્વરાજ ફાળામાં આપે એ હિસાબે ઓછામાં ઓછા સાઠ હજાર રૂપીઆ તિલક સ્વરાજ ફાળામાં એકઠા થવા જોઇએ એવો ગાંધીજીનો સ્વયંસેવકોને હુકમ હતો ગાંધીજી તાલુકામાં રહેવા પામ્યા હોત તો આ બધું બનવું કાંઇ કઠણ ન હતું પણ ગાંધીજી માર્ચ મહિનામાં દિલ્હીની મહાસમિતિની બેઠકમાં ગયા અને ત્યાં બારડોલી આવતાં પહેલાં થોડા દિવસ સત્યાગ્રહાશ્રમમાં બધાને મળવા ગયા ત્યાંજ પકડાયા અને બારડોલી તાલુકામાં ગાંધીજી બદલાઇ ગાંધીજી પકડાયા પછીનો આ તાલુકાની પ્રવૃત્તિનો અથવા નિવૃત્તિનો ઇતિહાસ આખા હિંદુસ્તાનનું ધ્યાન એક વખત બારડોલી તાલુકા પ્રત્યે ખેંચાવનાર પેલા સ્વયંસેવકોનાં ટોળાંને શોભા આપે એવો નથી. તે દિવસે હાથમાં ધજાપતાકાઓ લઇ, એક ગામથી બીજે ગામ કાદવ ખૂંદતા જતા સ્વયંસેવકો જાણે તાલુકામાં પહેલાં કોઇ દિવસ કાંઇ બન્યુંજ ન હોય તેમ આજે નિસ્તેજ, નિર્લેપ ફરતા દેખાય છે કાળબળનો પણ મહિમા છે.

## સત્યાગ્રહાશ્રમવાસીઓનું કાર્ય

ગાંધીજીના પકડાયા પછી સ્થાનિક સ્વયંસેવકો તો જો કે ધીમે ધીમે અદૃશ્ય થવા લાગ્યા તો પણ સત્યાગ્રહાશ્રમથી આવેલી ટુકડી તો પોતે ઉપાડેલા ખાદીના કામમાં મંડીજ રહી હતી. બારડોલી, વાલોડ, વરાડ અને સરભણ (પાછળથી નીણુત)માં કાંતવા, પીંજવા તથા વણવાનાં મથકો સ્થાપવામાં આવ્યા હતા. ગામેગામ પીંજણ શીખવવાનું તથા રેંટીઆ સુધારવાનું કામ એ મથકો ઉપર રહેનારા ભાઇઓ કરતા આ ભાઇઓના પ્રયાસથી કેટલીક શાળાઓમાં પણ પીંજણ દાખલ થઇ હતી અને એવી શાળાઓ કેટલીક વખત ગામને સુંદર પુણી પૂરી પાડનારા મથક બની હતી આ ચાર મથકોમાંથી મકાન વગેરેની મુશ્કેલીને લીધે વાલોડ અને નીણુતના મથકો બંધ કરવામાં આવ્યાં હતા આમ ચારેક માસ કામ ચલાવ્યા પછી સત્યાગ્રહાશ્રમના ભાઇઓ પણ આશ્રમમાં પાછા ગયા. જો કે તાલુકાના ખાદી વિભાગના ઉપરી તરીકે શ્રી. મગનલાલ કાયમ જ રહ્યા અને હાલ પણ તેના ઉપર તેઓ દેખરેખ રાખે છે. ૧૯૨૨ની શરૂઆતથી આ તાલુકાના ખાદીના કામમાં જોડાયલા ભાઇ કેશવભાઇ ગણેશજી હજીયે તાલુકાનું ખાદી ખાતું સંભાળે છે.

## શાળાઓની સ્થિતિ

ઉપર જણાવી ગયા કે તાલુકામાં એક વખત ૫૮ શાળાઓ સ્થપાઇ હતી પરંતુ ગાંધીજી પકડાયા બાદ પછી શિક્ષકો, દ્રવ્ય તથા ઉત્સાહને અભાવે શાળાઓ બંધ થવા માંડી જે શાળાઓ ચાલુ રહી હતી તેને વ્યવસ્થિત તથા સંગઠિત કરવાની જરૂર હતી તે માટે ખાદી વિભાગની માફક શિક્ષણ ખાતાની પણ એક અલગ શિક્ષણ સમિતિ સ્થાપી અને તેના મંત્રીનું તથા તાલુકાની રાષ્ટ્રીય શાળાઓના નિરીક્ષણનું કાર્ય અહીંના રચનાત્મક કાર્યક્રમમા ભાગ લેવા આવેલા શ્રી નરહરિભાઇ પરીખને સોંપ્યું તેમણે ચારેક માસ કામ કર્યું અને શિક્ષકોને રાષ્ટ્રીય શિક્ષણના સિદ્ધાન્તો સમજાવવાનો તથા શાળાઓનો અભ્યાસક્રમ મુકરર કરવાનો પ્રયત્ન કર્યો તેમના ગયા પછી એ કામ ભાઇ મહિપતરામ મણિશંકર વૈદે ઉપાડી લીધુ છે અને આજ સુધી તેઓ ખંતથી એમા લાગી રહ્યા છે. તેમની મદદમા ભાઇ ગોવિંદલાલ કેટલાક વખતથી કામ કરે છે તેમની સેવાની પણ અત્રે નોંધ લેવી ઘટે છે

આ તાલુકાની શાળાઓ બીજી બાબતોમા ઉત્તમ અથવા સારી હોવાનો દાવો કદાચ ન કરી શકે પણ એક બાબતમાં તો તેમાં તાલુકાને શોભાવે એવુ કામ થયેલુ છે અહીંની ઘણી ખરી શાળાઓમા પ્રથમથીજ રેંટીઆ દાખલ થયેલા કેટલીકમા તો પીંજણો પણ દાખલ થયેલી અને તેમાંકાંતવા તથા પીંજવાનું કામ ઠીક નિયમસર ચાલતુ પહેલા સત્યાગ્રહઆશ્રમમા અને પછીથી બારડોલી આશ્રમમાં વણાટની બધી ક્રિયાઓ શીખેલા વરાડની શાળાના ઉત્સાહી આચાર્યે એમની શાળામાં નમુનેદાર કામ કર્યું એમ કહી શકાય શાળાના દરેક વિદ્યાર્થી પાસે પોતાના કપડાં થાય એટલો કપાસ તેમણે માબાપોને સમજાવીને રખાવ્યો, શાળાના ચરખા ઉપર તે કપાસ લોઢાયો શિક્ષકો અને મ્હોટી ઉપરના વિદ્યાર્થીઓએ રુ પીંજી આપ્યુ દરેક વિદ્યાર્થી પોતપોતાની પુણી બનાવી ઘેર લઇ ગયા અને શાળાની બહારના વખતમાં છતા શાળાના અધ્યાપકોની દેખરેખ નીચે પોતાનું સુતર કાંત્યુ પોતપોતાના સુતરના કપડાં વિદ્યાર્થીઓને કાંઇક ઓછે ભાવે વણાવી આપ-વાની ગોઠવણ કરી આમ શાળાના તમામ વિદ્યાર્થી બાળકો તથા બાળિકાઓ પોતાનાંજ કાંતેલા સુતરના કપડાં પહેરતાં થયાં સ્યાદલાની શાળાએ બારડોલી વણાટ શાળામાં તૈયાર થયેલા એક ભાઇને પોતાને ત્યા રોકી લઇ વણાટનુ કામ કેટલાક વિદ્યાર્થીઓ અને શિક્ષકને શીખવી દીધુ. આ યોજનાનુ અનુકરણ કરવા તાલુકાની બીજી શાળાઓ પણ પ્રયત્ન કરી રહી છે

## વરાડ પ્રદર્શન

રાષ્ટ્રીય શાળાઓમા શિક્ષણ સાથે ઉદ્યોગના વિષયમાં પણ પ્રગતિ કરવાની હતી હાથ કારીગીરીને ઉત્તેજન મળે અને બાળકોનો એ વિષયમાં પ્રેમ વધે એટલા માટે તાલુકાની તમામ શાળાઓના વિદ્યાર્થીઓની હાથ કારીગીરીનુ એક સુંદર પ્રદર્શન તા. ૨૨-૫-૨૩ ને દીને વરાડ ગામે શ્રી દયાળજી નાનુભાઇના હાથે ખુલ્લુ મુકવામા આવ્યું પ્રદર્શનમાં હાથ કારીગીરીની વિવિધ ચીજો મુકવામા આવી હતી પ્રદર્શનમાં મુકાયેલુ કામ કોઇપણ પ્રાથમિક શિક્ષણ લેતા વિદ્યાર્થી ઓને ઝેબ આપે એવુ હતુ

## શાળા અને અસ્પૃશ્યતા

સવિનય ભંગની શરતો ગાંધીજીએ તાલુકા આગળ મૂકી તેમા મુખ્ય વાત એ હતી કે તાલુકામાંથી અસ્પૃશ્યતા તો દૂર થઇ જ જવી જોઇએ. ઉત્સાહી સ્વયંસેવકોએ અને તેમની

સાથે વિઠ્ઠલભાઇ સાહેબે જણાવ્યું કે તે તો તત્કાળ બની શકે એમ છે. સ્વયંસેવકો ગામેગામ દોડયા અને તાલુકાની લગભગ બધીજ શાળામાં અંત્યજ વિદ્યાર્થીઓને બીજા વિદ્યાર્થીઓની સાથે બેસાડી આવ્યા, તથા અંત્યજોને ગામને કૂવેથી પાણી પણ ભરાવ્યું (અમુક વ્યક્તિએ રાજીખુશીથી પાણી ભરવા દીધેલું, અને તેઓ આજે પણ ભરવા દે છે) પરંતુ શરમની સાથે જણાવવું પડે છે લડત બંધ રહી અને ગાંધીજી જેલમાં ગયા ત્યાર પછી ઘણીખરી શાળાઓ-માંથી અંત્યજ વિદ્યાર્થીઓ ને એક અથવા બીજા બહાનાથી કાઢી મૂકવામાં આવ્યા અથવા દૂર બેસાડવામાં આવ્યા. ફક્ત આફવા અને હરિપરા ગામને ધન્યવાદ ઘટે છે કે સાચી નીડરતાથી તેઓ પોતાના સિદ્ધાંતને વળગી રહ્યા છે અને ત્યાંની શાળામાં અંત્યજ બાળક બીજા બાળકોની સાથે જ બેસીને ભણે છે

અહીંની શાળાઓના સંબંધમાં એક બાબતનો ઉલ્લેખ કરવાની ખાસ જરૂર છે કે આ શાળાઓનું ખર્ચ મ્હોટે ભાગે તે તે ગામના દક્ષિણ આફ્રિકામાં રહેતા ભાઇઓ તરફથી ચલાવવામાં આવે છે. પરદેશમાં પોતાના વતનને મદદ કરનારા ભાઇઓને અવશ્ય ધન્યવાદ ઘટે છે.

## કાળીપરજમાં આત્મશુદ્ધિનો પવન

તાલુકામાં અર્ધોઅર્ધ વસ્તી કાળીપરજની છે અને લડત શરૂ કરી તે વખતે કાળીપરજની સ્થિતિ સુધરવીજ જોઇએ એમ ગાંધીજીએ આગ્રહ કરેલો. સ્વયંસેવકોએ પણ એ વાત કબૂલ કરેલી. પરંતુ ગાંધીજીના જેલમાં ગયા પછી બીજી બાબતોની માફક આ બાબતમાં પણ કાંઇ કાર્ય થયું ન હતું છતાં કાંઇક અજબ રીતે તેમનામાં જાગૃતિ આવી ગાંધીજીનું નામ સાંભળી કાળીપરજમાંથી કેટલાક તેમના ચુસ્ત ભગતો થયેલા અને તેમના સિદ્ધાન્તો બને તેટલા પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્ન કરેલો એમ કરતાં આ ભોળા લોકોને એમ લાગ્યું કે દેવી તેમના શરીરમાં પ્રવેશ કરી બીજાઓને આવું કરવા ઉપદેશ આપે છે આમ એકને બેને કરતાં ઘણાને દેવી આવવા લાગી અને કેટલીક વખત તો એવું બનતું કે આખું મંડળ બેઠું હોય તે બધા ધૂણવા લાગી જાય આમ દેવીનો પવન આખી કોમમાં—બારડોલી તાલુકાની બહારની કાળીપરજ કોમમાં—પણ ખુબ પ્રસર્યો. દેવીનો ઉપદેશ દારૂ, તાડી, તથા માંસનો સદંતર ત્યાગ કરવાનો અને ખાદી ધારણ કરવાનો હતો. એને પરિણામે કેટલોક વખત તો દારૂનાં પીઠાં અને તાડીના માંડવા સૂના પડયા લોકોએ પોતાને ત્યાં રાખેલા મરઘાં કૂકડાં ઉડાડી મૂક્યાં, બકરાં ઘેટાં છોડી મૂક્યાં અને જેમાં માંસ રાંધેલું હોય તેવાં હાલ્લાં પણ ફેંકી દીધાં કાળીપરજના ગામના કે દુબળવાડાના પાદરે ત્યજી દીધેલાં માટીનાં હાલ્લાંના ઢગ પર ઢગ વળ્યા હતા. ઉજળીઆત વર્ગની મજુરી કર-નારા દુબળા લોકોમાં પણ આ પવન ચાલેલો જો કે પોતાની સ્વતંત્ર ખેતીવાળા ચોધરા તથા ધૂણીઆ લોકોમાં તેની અસર વધારે હતી તમિને દારૂ તાડી વેચનારા પારસી લોકોએ આ લોકને ફરી પીતા કરી દેવાનો ખુબ પ્રયત્ન કરેલો કેટલાક ગામોમાં તો પારસીના ત્રાસથી કંટાળી કાળી પરજની વસ્તીએ પારસી લોકોનો સામાજિક બહિષ્કાર પણ કરેલો.

## સેગપુર પરિષદ

આવી રીતે આપોઆપ ઉભી થયેલી પરિસ્થિતિનો લાભ લઇ કાળી પરજમાં ચાલેલી ચળવળને વ્યવસ્થિત અને સ્થાયી કરવાના ઇરાદાથી ગાયકવાડી રાજ્યના સેગપુર ગામમાં કાળી-

પરજની એક મોટી પરિષદ બોલાવવાનો વિચાર અમને થયો. શ્રી. વલ્લભભાઇએ પરિષદનું પ્રમુખપદ સ્વીકાર્યું અને પૂ. કસ્તુરબા સાથે તેઓ પધાર્યા. પરિષદની ખબર આપી કોમમાં ગામેગામ પહોંચાડવાનું કામ એ કોમના માણસોએજ ઉપાડી લીધેલું તા. ૨૧–૧–૨૩ ના રોજ મળેલી આ પરિષદમાં આસપાસના ત્રીસ ત્રીસ માઇલ સુધીના લોકો આવ્યા હતા. કુલ હાજરી વીસથી પચીસ હજારની હશે. તેમાં સ્ત્રીઓએ પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી. દારૂ તાડી નહિ પીવાના, તથા ખજુરીની ઉપજ નહિ ખાવાના ઠરાવો થયા. ગાયકવાડી મુલકમાંથી તો ખજુરીના ઝાડનો તદ્દન નાશ કરવા માટે શ્રીમંત ગાયકવાડ સરકારને અરજ કરવાનો પણ ઠરાવ થયો. તે ઉપરાંત કોમમાં સુધારાના કેટલાક ઠરાવો થયા. આ પરિષદમાં કાળીપરજના ઘણા જુવાનીઆઓએ કાંતતાં, પીંજતા તથા વણતાં શીખી લેવાની પણ ઇચ્છા બતાવી.

## બારડોલીનું વણાટ વિદ્યાલય

સવિનય ભંગનો આરંભ થવાનો હતો તેજ વખતે સત્યાગ્રહાશ્રમમાંથી શ્રી. મગનલાલ ગાંધી તાલુકામાં ખાદીની વ્યવસ્થા કરવા આવી પહોંચ્યા હતા. તેમની દેખરેખ નીચે બારડોલીમાં વણાટને લગતી બધી ક્રિયાઓ ઇચ્છા હોય તેમને શીખવવાનું ચાલતું હતું. કાળીપરજ પણ આ ચળવળમાં રસ લેતી થઇ તેમાંથી એવો વિચાર ઉદ્ભવ્યો કે કાળીપરજના જુવાન છોકરાઓને વણાટ વિદ્યામાં બરાબર કુશળ બનાવી દીધા હોય તો તાલુકામાં વણકરોનો પ્રશ્ન ઉકલી જાય. એ ઉપરથી બારડોલીના વણાટ વિદ્યાલયમાં કાળીપરજના છોકરાઓને વધુ સંખ્યામાં દાખલ કરવાનું નક્કી કર્યું. તા. ૩૦–૧૨–૨૨ ને રોજ છોકરાઓની પહેલી ટુકડી દાખલ કરી ત્યારથી આજ સુધી કાળીપરજના વિદ્યાર્થીઓની એક ટુકડી તો પૂરેપૂરૂ શીખીને બહાર પણ પડી છે. આ યોજનાનો લાભ નીચે જણાવ્યા પ્રમાણે લેવાયો છે —

૨૯ પૂરૂં કામ શીખી લીધું

૨૬ ફક્ત કાંતવા પીંજવાનું શીખી લીધું

૧૦ હાલ શીખે છે

આ પ્રમાણે કુલ ૬૫ વિદ્યાર્થીઓએ બારડોલીના વણાટ વિદ્યાલયનો લાભ લીધો છે. જેટલા શીખી લે એટલા બધાને બરાબર કામમાં ગોઠવી દઇનેજ બીજા વિદ્યાર્થીઓ લેવા એમ ધારી હાલ દીવાળી સુધી નવા વિદ્યાર્થીઓ દાખલ કરવાનું બંધ રાખ્યું છે. બારડોલીના વણાટ વિદ્યાલય સંબંધી તથા તાલુકામાં ચાલતી ખાદીની પ્રવૃત્તિ સંબંધી વધુ વિગતવાર માહિતી ખાદી વિભાગના અહેવાલમાંથી મળી શકશે.

## વરાડ વણાટ આશ્રમ

ખાદીના કામની વ્યવસ્થા કરવા માટે તાલુકામાં બારડોલી ઉપરાંત બીજા ત્રણ મથકો ખોલેલાં તે ઉપર કહી ગયા છીએ. તેમાં વરાડના આશ્રમમાં શરૂઆતમાં એવી ગોઠવણ રાખવામાં આવી હતી કે આખા કડોદ પરગણામાંથી ગામદીઠ એક અથવા બે સ્વયંસેવકો આવે. તેઓ કાંતવા તથા પીંજવાનું શીખી જઇ પોતાના ગામમાં જઇ એ પ્રવૃત્તિ પદ્ધતિસર શરૂ કરાવે. બધાં ગામોમાં એકઠું થયેલું સુતર વરાડમાં વણાવી આપવામાં આવે. આ યોજના અનુસાર લગભગ પચીસેક સ્વયંસેવકો કાંતવા પીંજવાનું શીખી ગયેલા. પરંતુ ખેદ સાથે જણાવવું જોઇએ કે



ખાદી વણાટ વિદ્યાલય બારડોલી. (તાલુકા સમિતિ-બારડોલી) તા ૩૧ ૭-૧-૯૬

શીખી ગયેલા સ્વયંસેવકોએ ધાર્યા પ્રમાણે કશું કામ આપ્યું નથી. હાલ વરાડ આશ્રમમાં વણકરો રાખેલા છે. પરંતુ આસપાસનાં ગામનું સુતર બહુજ ઓછું આવે છે મ્હોટે ભાગે વરાડ ગામમાં સુતર કંતાય છે તેજ આશ્રમ માટે વરાડ ગામના શ્રી ભગાભાઈ રામાભાઈએ પોતાનું ત્રણ માળા ઘર બે વર્ષ સુધી મફત વાપરવા દીધું અને હાલ પણ ભાડું નકકી કરી વાપરવા આપ્યું છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે વિશેષ ધન્યવાદ તો એ ઘટે છે કે ક્યાંક ક્યાંક લોકોની વિરુદ્ધ ટીકા હોવા છતા તેમણે પોતાના ઘરના કુવામાંથી અંત્યજ વણકરોને પાણી ભરવાની છુટ આપી. આમ ખાદી સાથે અત્યંત મુશ્કેલ મનાતા અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન પણ ઉકેલાતો ગયો.

## વાંકાનેર વણાટ આશ્રમ

આ વિભાગમાં પહેલા વાલોડમાં વણાટ–આશ્રમ રાખેલો. પણ ત્યાં મકાનની જોઈએ તેવી સગવડ ન થઈ શકી તથા લોકોનો ઉત્સાહ પણ કાંઈક મોળો જણાયો એટલે ત્યાંથી બદલીને વાંકાનેરમાં આશ્રમ રાખવામાં આવ્યો છે પતરાના છાપરામાં આશ્રમનું કામ ચાલે છે તેનું ભાડું ગામ લોક આપે છે. અહીં વણકરોને કુવે પાણી ભરવાના સંબંધમાં શરૂઆતમાં બહુ અડચણ પડી. ત્રણ માસ સુધી તો વણાટ આશ્રમના વ્યવસ્થાપક ભાઈ મકનજીએ જ વણકરોને પાણી ખેંચી આપ્યું. પછી અંત્યજોએ કુવો અભડાવ્યો એમ કહી ગામના દુબળાઓએ તકરાર ઉઠાવી. તેના નીવેડામાં ગામના આગેવાનોએ એ કુવાનું પાણી પીધું અને ત્યારથી વણકરોને કુવેથી પાણી ભરવાની છુટ થઈ ગઈ છે. ખાદી સોંઘી વણાવી શકાય તો ગામના લોકો વધુ લાભ લઈ શકે એ ઉદ્દેશથી વાંકાનેરના વતની શ્રી નારણજી દુલભજીએ રૂ ૨૦૦૦) ની રકમ આપી છે અને વાંકાનેર ગામના લોકો માટે દર વારે એક આનો વણકરીનો ઓછો લઈ તેની ખોટ એ રકમમાંથી મજરે લેવાય છે ગામમાં લોકને પીલવા તથા પીંજવાની સગવડ માટે આ રકમમાંથીજ ગામ માટે ચરખા તથા પીંજણો ખરીદ કરીને રાખવામાં આવ્યા છે.

## હિંદુ–મુસલમાન

સદભાગ્યે અન્ય પ્રાંતો અને તાલુકાઓમાં હિંદુ મુસલમાન ઐક્યના વિકટ જણાતા પ્રશ્નને ઉકેલવાની મુંઝવણ અમને નથી નડી અને ભવિષ્યમાં પણ નહિ નડે એમ કહેવું એ વધારે પડતું નથી લાગતું તાલુકાની ૮૭,૦૦૦ની વસ્તીમાં, મુસલમાન ભાઈઓની વસ્તી ત્રણેક હજારથી વધુ નહિ હોય લાંબા વખતના નિકટના પરિચયથી હિન્દુ–મુસલમાન પરસ્પર એટલા બધા હળી મળી ગયા છે, કે એકમેકના આશય, ઉદ્યોગ અને વિચારો લગભગ સમાનજ થઈ પડેલા છે એકનો સહવાસ બીજાને સહજ અને સાનુકુલ છે એકનો વિકાસ બીજાને ટેકારૂપ છે

અસહકારની શરૂઆતથીજ, તાલુકાના મુસલમાનભાઈઓ, હિંદુઓના જેટલોજ રસ લેતા આવ્યા છે. પચાસ અને સાઠ સાઠ વર્ષના મુસલમાન બુઝર્ગો, સ્વયંસેવકો તરીકે હિન્દુઓ સાથે ખભામાં હાથ મીલાવી, ગામડે ગામડે ફરેલા ઘણી ઠેકાણે સરકારી શાળા તોડવામાં એ સામેલ રહેતા મુસલમાનોએ એમની ઉર્દુ મદ્રેસાની ગ્રાંટ પણ એજ વખતથી બંધ કરી છે મહાત્માજી જયારે પ્રથમ બારડોલી આવ્યા ત્યારે મુસલમાન ભાઈઓએ, એમનું સારૂ સ્વાગત કરેલું બાર-ડોલી કસ્બામાં પીકેટીંગનું કામ ઉપાડ્યું તેમાં પે મુસલમાન ભાઈઓનો સારો ટેકો હતો. તાલુ-

કાએ જયારે સવિનયભંગનો ઠરાવ કર્યો ત્યારે મુસલમાન ભાઇઓએ વિના સંકોચે અને એક અવાજે તેને ટેકો આપેલ હતો પાછળથી સવિનયભંગ મુલ્તવી રહ્યો. લોકોનો ઉત્સાહ મોળો પડયો એ સમયે પણ કેટલાક આગેવાન મુસલમાન ગૃહસ્થોએ વખતો વખત અમને ઠીક મદદ આપી છે

એકંદરે આ ચળવળમા હિન્દુ—મુસલમાન ભાઇઓએ એક સંપથી કાર્ય કર્યું છે. હિન્દુ મુસલમાનના પરસ્પરના સંબંધમા અશ્રદ્ધા કે અવિશ્વાસની ગંધ કયાયે નથી જણાઇ સુરતથી વખતો વખત આવી શ્રી એંકુરા અને શ્રી નરમાવાળાએ આ પ્રશ્ન મુળથીજ શરળ બનાવી મુકયો હતો તેમના પ્રયાસથી મુસલમાનોમા રાજકીય જાગૃતિ વેગ પૂર્વક વધતી જતી હિન્દુઓએ મુસલમાન ભાઇઓના ખિલાફત ફંડમા છુટથી નાણાં ભર્યા છે અને મુસલમાનભાઇઓએ હિન્દુઓની ધાર્મિક લાગણી ન દૂભાય તેની હમેશા કાળજી રાખી છે.

## રાષ્ટ્રીય ઝુંડાની લડતમાં

ગુજરાત પ્રાતિક સમિતિએ પોતાનુ સઘળુ બળ એકઠું કરી મહાત્માજીએ નિર્દેશેલા રચનાત્મક કાર્યક્રમને પાર પાડવાનો ઠરાવ કર્યો સુરતની બેઠકમા બારડોલી જવાનો નિશ્ચય થયો, એજ અરસામાં નાગપૂરની રાષ્ટ્રીય ઝુંડની લડત શરૂ થઇ દરેક પ્રાતમાથી સ્વયં સેવકોના દળો નાગપુર ઉતરી આવવા લાગ્યા ગુજરાત એવી અણુમોલ તકને ચૂકે એ કેમ બને ! ગુજરાતના ચૂનંદા માણસો નાગપૂર ગયા, બારડોલીથી પણ કેટલાક સેવકો ત્યા જવા આતૂર થઇ રહ્યા હતા પણ શ્રી વલ્લભભાઇના હુકમ વિના ત્યા જવાનુ ન હતુ અચાનક ખબર મળી ત્યારે ૧૪ સ્વંય સેવકો શ્રી ચંપકલાલ ધીયાની સરદારી હેઠળ જતી ગુજરાતની ત્રીજી ટુકડીમા નાગપુર ગયા

## મકાન ફંડ

જયારે ગાંધીજી બારડોલીમા હતા ત્યારેજ સ્વયંસેવકોને રહેવા કરવા માટે તથા વણાટ ખાતુ રાખવા માટે મકાનની અગવડ ખૂબ જણાયેલી દક્ષિણ આફ્રિકાવાળા શેઠ રૂસ્તમજી તરફથી મળેલા રૂા ૪૦૦૦૦માંથી મકાન માટે રકમ આપવાનું ગાધીજીએ ઠરાવ્યુ તે ઉપરથી પાછળથી બારડોલી આશ્રમ માટે રૂા ૩૫૦૦ની જમીન ખરીદ કરવામા આવી મકાન માટે શેઠ રૂસ્તમજી ટ્રસ્ટ ફંડમાથી રૂા ૧૭૦૦૦ શ્રી મગનલાલ ગાંધીએ આપવાના નકકી કર્યા અને તેમાંથી બાંધકામ શરૂ કર્યું. વળી સરભણ પરગણામાં એક અંગ્રેજી નિશાળ ખોલવા માટે કેળવણી મંડળ પહેલાનુ સ્થપાયલું હતુ અને તેના તરફથી ચારેક વીધા જમીન લઇ તેમા કુવો બંધાવેલો હતો ત્યાં અંગ્રેજી શાળાની તજવીજ ચાલતી હતી એટલામા અસહકારની લડત ઉપડી એટલે આ જમીન તથા કુવો એક બીજુ રાષ્ટ્રીય કેળવણી મંડળ સ્થાપી તેને સોંપવામા આવ્યાં ફંડની રકમ પણ જેટલી વપરાવાઇ હતી તેટલી સોંપાઇ જરથાઇ ટ્રસ્ટ ફંડમાથી રૂપીઆ પાંચ હજાર અહીં પણ શ્રી મગનલાલ ગાંધીએ આપવાનું કહ્યુ અને બન્ને સ્થળે મકાન બાંધકામનું કામ ચાલ્યું શરૂઆતમાં વધુ ખર્ચ થવાથી પાછળથી બીજા રૂપીઆ પાચ હજાર શેઠ રૂસ્તમજીએ મોકલાવ્યા આ ઉપરાંત બારડોલીમાં સ્વરાજય આશ્રમનું મકાન બાંધવા માટે રૂા ૧૦૦૦૦) આફ્રિકાની પાટીદાર સોસાયટી તરફથી મળ્યા છે આશ્રમના મકાન બાંધકામમા શેઠ રૂસ્તમજીએ તથા ટ્રાન્સવાલની પાટીદાર સોસાયટીએ જે ઉદાર સખાવત આપી છે તેની અમે સાભાર નોંધ લઇએ છીએ.

## મકાન બાંધકામ

બારડોલી તેમજ સરભણ આશ્રમના મકાનનું બાંધકામ એકી સાથેજ શરૂ કરેલું કામ કરનાર માણસોના અભાવે અમારૂં એ કામ ઘણું વિકટ થઇ પડયું હતું એક બાજુ ખાદીનું કામ સમાલવાનું હતું, બીજી બાજુ કાળીપરજની પ્રવૃતિ જોસભેર ચાલતી હતી અને ગયા મહાસભાનો કાર્યક્રમ તો ચાલુજ હતો. એ વિકટ પ્રસંગોમાં ભાઇ ચંપકલાલ જમનાદાસ શાહે રાત દિવસ જે તનતોડ મહેનત ઉઠાવી છે તેની અમે નોંધ લીધા વિના રહી શકતા નથી સાથે સાથે તાલુકાના જે જે ભાઇઓએ આશ્રમના બાંધકામમાં મદદ તરીકે મફત ગાડા આપી અને બીજી રીતે જે મદદ આપી છે તેમનો પણ આભાર માનીએ છીએ

## નાણાંની તંગી

બારડોલીમા લીધેલી જમીનમા પુરણ વગેરે કરાવવામા, ત્યા કૂવો ખોદાવવામા તથા બારડોલીના મકાનમા ધાર્યા કરતા ઘણું વધારે ખર્ચ થઇ ગયું સરભણના મકાનમા પણ મળેલા રૂપીયા દશ હજારથી પત્યું નહિ મકાન બાંધકામમા ખર્ચ નીચે પ્રમાણે થયું છે

| | |
|---|---|
| બારડોલીની જમીન કંપાઉન્ડ અને પુરણ કરાવવાનુ ખર્ચ સાથે | ૪૪૭૭-૧૪ ૦ |
| કૂવો | ૧૮૫૮-૬-૩ |
| મકાન | ૩૫૯૬૪-૪-૯ |
| સ્વરાજ્ય આશ્રમના મકાનના પાયા તથા પ્લીન્થ | ૩૨૫૭-૦-૦ |
| સરભણ આશ્રમના મકાન, રસોડું, વણાટ માટે છાપરૂં, સંડાસ અને કૂવાનુ બોરીંગ | ૧૫૬૨૩-૫-૯ |

આમ કુલ રૂપીયા ૬૧૧૮૦-૧૮-૯ ખર્ચાયા તેમાથી રૂ ૨૭૦૦૦) શેઠ રૂસ્તમજીના મળ્યા રૂ ૧૦૦.૦) ધી ટ્રા યુ. પાટીદાર સોસાયટી તરફથી મળ્યા. વરસ આખરે તાલુકા સમિતિની સીલક રૂ ૬૫૯૯-૧૫-૯ હતી તેમાથી સમિતિનો સામાન અસબાબ, વધેલા માલની કિંમત, વાહન, ઝુંપડા, પુસ્તક ભંડાર અને પરચુરણ આસામીઓ પાસે લ્હેણું વિગેરેમા રોકાણુ રહેલું એટલે અત્યારે સમિતિને મકાન બાંધકામ અંગે થયેલુ દેવું નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| પાટીદાર સોસાયટી | ૬૭૧૪-૪-૦ |
| પ્રાન્તિ સમિતિ | ૧૦૦૦૧-૦-૦ |
| સત્યાગ્રહ આશ્રમ | ૧૦૪૩-૫-૬ |
| જીલ્લા સમિતિ | ૧૪૬૧-૧૩-૦ |
| પરચુરણ દેવુ | ૭૩૮૩-૭-૬ |
| કુલ | ૨૬૫૫૩ ૧૬-૦ |

આ પ્રમાણે કુલ ૨૬૫૧૩-૧૪-૦ મકાન બાંધકામનુ દેવુ છે જ્યારે કુલ આવક જાવક ગણતા સમિતિ સંવત ૧૯૮ ના અષાડ વદ ૧ ને દીને ૨૮૭૧૪ ૪-૯નુ દેવુ છે.
(હજી સરભણ, આશ્રમના મકાનમા પ્લાસ્ટર વગેરનુ કામ બાકી છે)

## સરભાણ આશ્રમ

ગાંધીજી જેલમાં હતા તે દરમ્યાન તેમણે બતાવેલો રચનાત્મક કાર્યક્રમ કોઇ પસંદ કરેલા ક્ષેત્રમાં બને તેટલો પૂરો કરવા પ્રાન્તિક સમિતિએ તા. ૧૦-૬-૨૩ ના રોજ સુરત મુકામે મળેલી બેઠકમાં ઠરાવ કર્યો અને ગુજરાતના અગ્રગણ્ય નેતાઓએ બારડોલી તાલુકામાં એકઠા થઇ કામ કરવું એવું નક્કી કર્યું પરંતુ તેજ વખતે નાગપુરના ધ્વજ સંગ્રામમાં ગુજરાતમાંથી ઘણા કાર્યકર્તાઓ ગયા અને તેમના જવાથી વધુ આવી પડેલા કામના બોજાને લીધે બધા નેતાઓ બારડોલીમાં ન આવી શકયા પરંતુ શ્રી શંકરલાલ બેંકર, શ્રી નરહરિભાઇ પરીખ શ્રી છગનલાલ જોષી ડો. ત્રિભુવનદાસ શાહ, શ્રી. ઉત્તમચંદ શાહ તથા બીજા કેટલાક ભાઇઓ સરભણ આશ્રમમાં રહેવા આવ્યા તેમના આવ્યા પછી થોડાજ વખતમાં ચોમાસું શરૂ થયુ એટલે તેઓ આશ્રમમાં બેસી પોતાનું ચાર કલાક કાતવાનુ તથા બીજુ કામ કરવાનું, તે ઉપરાંત ખાસ કરી શકાયા નહિ માત્ર તેમની છેક નજીકના ગામ ભુવાસણમાં તેમના આશ્રમમાં રહેવા આવવાની અસર પડી કોઇ દિવસો હતા ત્યા સુધી તે ગામમાં તથા નજીકના બાબલા ગામમા જેની પાસે રૂ હતુ તેમને પીંજી આપ્યું અને પછીથી સત્યાગ્રહાશ્રમમાંથી પાંચ મણ પુણીઓ મંગાવી ભુવાસણ ગામમા ઉછીની આપી ચોમાસુ ખતમ થયા બાદ પરગણાના બાવીસ ગામમા જેમની પાસે ગયા વરસનું રૂ હતુ તે બારડોલી વણાટ વિદ્યાલયના ચોધરા અને બીજા વિદ્યાર્થીઓની મદદથી પીંજી આપ્યુ પછી બધા ગામોમાં દરેક ઘેર ફરીને ઘર દીઠ કાતવા માટે કેટલુ રૂ રખાશે, જુના રેંટીઆ કેટલા છે, નવા કેટલા જોઇએ છે. તથા ગામનાથી પીંજવા શીખવા કોણ ઉમેદવાર છે તેની નોધ કરી નોંધ પૂરી થયા બાદ ગામે ગામ જઇ પીંજણ શીખવાનું શરૂ કર્યું આ કાર્યમાં બારડોલી વણાટ વિદ્યાલયના વિદ્યાર્થીઓ, ગુજરાત મહાવિદ્યાલયમાંથી રજાના દિવસોમાં તાલુકામાં કામ કરવા આવેલા વિદ્યાર્થીઓ તથા સત્યાગ્રહાશ્રમના પીંજણ વિશારદ નવીનચંદ્રની બહુ સારી મદદ મળી દરેક ગામમા ત્રણ ચાર જણની ટુકડીને સાત આઠ દિવસ રહેવુ પડતુ આમ દોઢ મહિનામાં બધા ગામ પૂરા થઇ ગયા અને કુલ ત્રણસો માણસોને પીંજણ શીખવવામાં આવી સરભણ વિભાગના આ પ્રયોગથી ઉત્તેજીત થઇ કડોદ તથા વાલોડ વિભાગમાં પણ આ રીતે કાર્ય ચલાવવુ એમ નક્કી કર્યું કડોદના સ્થાનિક સ્વયંસેવકોએ તો ખોજમા છાવણી નાખી પોતેજ કામ ઉપાડી લેવાનું માથે લીધું પણ સ્વયંસેવકોની અંગત અડચણોથી તે ન બની શક્યું વાલોડ વિભાગમા પણ વાલોનેર ગામમા કંઇક ઠીક કામ થયુ આ બે વિભાગમા નવા લગભગ ૨૦૦ માણસોને પીંજણ શીખવાડી.

આ પ્રમાણે કામ સારી રીતે ચાલતુ હતું તેવામા એક બનાવ એવો બન્યો જેથી કામનો વેગ ઓછો થઇ ગયો સરભણ આશ્રમની સામે એક ન્હાનો દુબળવાડો છે દુબળાઓને દારુ તાડીની બદીમાથી બચાવવા હોય અને માણસાઇમા લાવવા હોય તો તેમને કેળવણી આપવી જોઇએ એ વિચારથી ત્યા આશ્રમ તરફથી એક રાત્રિશાળા કાઢી આ રાત્રિશાળાનુ કામ સારું ચાલતુ ભણવા બેસતા વિદ્યાર્થીઓ ઉપરાંત ડોસા ડોસીઓ પણ તેમા રસ લેતા અને કાંઇ પણ કહ્યા વિના ભણવા બેસતા દુબળાઓએ દારૂ તાડી પીવા બંધ કરી દીધા હતા પરંતુ પાટીદાર લોકોને આ ગમ્યુ નહિ અને દુબળા ભણશે તો તેમનું કામ કરે છે તેમ કરશે નહિ એમ માની લીધુ, દરમ્યાન શ્રી અમૃતલાલ ઠક્કરનાં લેખથી અવિશ્વાસ વધુ સજ્જડ થયો, લોકો માર વગેરેની ધમકીથી દુબળાઓને ભણતા અટકાવવા લાગ્યા. આશ્રમવાળાઓએ



કસ્તુરબા સ્વરાજ્ય આશ્રમ સરભણ    તા 31 ૭-૧૯૨૪

પોતાના ઉદ્દેશ સબંધી ખુલાસો કર્યો પણ તે લોકોના માનવામા ન આવ્યો, કોઇપણ માણસને ભણતા અટકાવવાનો બીજાને અધિકાર નથી એમ વિચારી શ્રી નરહરિભાઇએ શાળાને નિર્વિઘ્ને લોકો ન ચાલવા દે ત્યા સુધીના ઉપવાસ આદર્યા શ્રી વલ્લભભાઇ મહાદેવભાઇ વગેરે સરભણ આવ્યા. ઉપવાસને સાતમે દિવસે વલ્લભભાઇએ લોકો સાથે સમાધાની કરાવી શાળા ફરી શરૂ કરી. પણ બે ત્રણ દિવસમાંજ લાગ્યુ કે આશ્રમવાળાઓના ત્યાં જવાથી પાટીદાર લોકો તરફથી દૂબળાઓ ઉપર સખ્તાઇ થશે એટલે આશ્રમવાસીઓએ ત્યા જવાનુ બધ કર્યું

ત્યાર પછી આસપાસનાં કેટલાક ગામોમાં લોકોએ રૂ રાખ્યું હતું તે પીંજી આપવામા સરભણ આશ્રમ તરફથી મદદ થઇ હતી પણ પહેલાનો ઉત્સાહ હજી લોકોમાં આવ્યો નથી.

## સરભણ આશ્રમનું દવાખાનું

સરભણ આશ્રમમા રહેવા આવેલા ભાઇઓમાં મીયાગામના ભાઇ ત્રિભુવનદાસ એમ બી બી. એસ થયેલા છે તેઓએ મહાત્માજીના સિદ્ધાન્તને અનુસરી પહેલેથીજ દાકતરી ધંધો નહિ કરેલો, સરભણમાં પણ ખાદીનુ કામ કરવાના ઉદ્દેશથીજ આવેલા છતા લોકોમા રોગનો બહુ પ્રચાર જોઇ સહુને જણાયુ કે જ્યારે આપણા મંડળમા એક દાકતર છે તો તેઓ પોતાના જ્ઞાનનો લાભ લોકોને આપે એજ ઠીક છે એ ઉપરથી દવાખાનુ શરૂ કર્યું. દવાખાનાનો લાભ ગયા વર્ષમા કુલ ૧૨૫૦ દરદીઓએ લીધો છે દરદીઓની સરેરાશ સખ્યા ૩૦ થી ૩૫ આવે છે આ દવાખાનાનો નિભાવ દવાખાનામા રાખવામા આવેલી ધર્માદા પેટી, દરદીઓને જોવા જવાની ફી તથા આસપાસના ગામ વાળાઓએ દવાખાના માટે આપેલી રકમમાથી થાય છે. અત્યાર સુધીનું દવાખાનાનું ખર્ચ રૂપીઆ નવસોને સુમારે થયુ છે અને તેટલી મદદ પણ મળી રહી છે. વધુ ઓજારો તથા બીજા સાધનો વસાવવા માટે મદદની જરૂર છે.

## અલગઢ તથા વેડછી આશ્રમ

ગયે વરસે મહાત્માજીની જયન્તી ઉપર દક્ષિણ આફ્રિકાથી પાટીદાર સોસાઇટીએ બારડોલી તાલુકાના ગરીબ ભાઇઓને રેંટીઆ મફત આપવા માટે રૂ. ૮૯૬-૪-૦ મોકલેલા તે ફંડમાંથી ૧૨૩ રેંટીઆ કાળીપરજની વસતીમા વહેચવામા આવ્યા હતા. વળી દેવી વાળી હીલચાલને પરિણામે કાળીપરજની વસતીનાં કેટલાક ગામ તો દારૂ તાડી વગેરેની બદીમાથી મુક્ત થઇ શુદ્ધ થઇ ગયા હતાં આ લોકોમા પગપેસારો કરી ગાંધીજીના સિદ્ધાન્તો તેમને બરાબર સમજાવવામાં આવે તથા રેંટીઆનો પ્રચાર તેમનામા થાય તો સારૂ પરિણામ આવે એમ ધારી તાલુકાના ખાદી વિભાગના ઉપરી ભાઇ કેશુભાઇએ અલગઢમાં એક આશ્રમ ખોલ્યો થોડા વખત પછી બીમારીના સબબથી તેમને પાછા ફરવું પડ્યુ. પણ અત્યારે વાલોડના ભાઇ ઉમેદરામ તથા ભાઇ ઊકાજી અને બારડોલી વણાટ વિદ્યાલયમા તૈયાર થયલા બે ચોધરા વિદ્યાર્થીઓ ત્યા કામ કરે છે ત્યાં બધા થઇને સાઠ ઉપર રેંટીઆ ફરતા થઇ ગયા છે.

તેજ પ્રમાણે વાલોડની પાસે વેડછી કરીને કાળીપરજનું ગામ છે ત્યા પ્રથમ ભાઇ ચુનીભાઇ શાંકળેશ્વર મહેતા તથા બારડોલી વણાટ વિદ્યાલયમાં તૈયાર થયલા કાળી પરજના બે વિદ્યાર્થીઓ ગયેલા તેમની મદદમા હમણાં ભાઇ જુગતરામ દવે પણ ત્યાં ગયા છે.

કાળીપરજમાં કાર્યનું ક્ષેત્ર બહુ વિશાળ છે ખાદી તેમનામાં કાયમનુ ઘર કરશે એવી આશા છે અને એ પ્રજા અત્યાર સુધી નવા સુધારાથી દૂર રહેલી હોઇ ગાંધીજીના સંયમ અને

સ્વાવલંબનના સિધ્ધાત વહેલા સ્વીકારે એમ જણાય છે પણ ત્યા કેટલોક વખત કામ થયા પછીજ એ વિષે કાઇ નિશ્ચયાત્મક કહી શકાય.

## ફુલ પાંખડી

તાલુકાએ છેલ્લુ કાર્ય ગાધીજી જેલમાથી છુટીને આવ્યા તેને ગુજરાત તરફની ફુલ-પાખડીમા પોતાનો ફાળો આપવાનુ કર્યું છે કાર્યકર્તાઓના અભાવે બધા ગામડાઓમાથી ફુલપાખડી ઉઘરાવી શકાઇ નથી છતાયે રૂા પર૭૬-૮-૯ ફુલપાખડીમા આજસુધીમા ભરાયા છે

## ઉપસંહાર

અસહકારની શાત યુદ્ધ હાકલથી માડીને આજ સુધીમા બારડોલી તાલુકાએ ઉપાડેલી વિવિધ પ્રવૃત્તિઓનો અહેવાલ પ્રજા સમક્ષ મૂકવામા આવ્યો છે હિંદની સરકારને પડકાર આપનાર બારડોલીની પ્રજાને રણમેદાનમા ખપી જવાની અભિલાષાઓ પુરી નથી પડી અને એ ઉત્કૃષ્ટ અભિલાષાઓ પૂરી પાડવાની તક મળી હોત તો બારડોલી તાલુકો કેવો જવાબ વાળત એ ભવિષ્ય ભાખવાનુ આ સ્થાન નથી છતા આજે બારડોલી રચનાત્મક કાર્યક્રમમા ધીમે વેગે છતા સગીન રીતે પ્રગતિ કરી રહ્યો છે એમ કહેવામા અતિશયોક્તિ નથી લાગતી

આજે આખાયે દેશના વાતાવરણમા શિથિલતા છે, નિરૂત્સાહ છે બારડોલી એ વાતાવરણમાથી મુક્ત નથી છતા ખાદીની પ્રવૃતિ ધીરે ધીરે પણ ચાલી રહી છે હિંદુ મુસલમાન ઐક્યનો સવાલ રહ્યો નથી અને અસ્પૃશ્યતા નિવારણને પંથે પણ પ્રગતિ—અતિ અલ્પ પ્રગતિ થાયજ કરે છે અલગઢ અને વેડછીના આશ્રમો કાળીપરજના ઉધ્ધારના સ્તભ સમા છે વરાડ અને વાકાનેર અસ્પૃશ્યતા નિવારણની ઝાખી કરાવશે અને બારડાલી તથા સરભણના સ્વરાજ્ય આશ્રમો સ્વરાજ્યના કિલ્લા—સ્વતત્રતાના કેન્દ્રધામ સમા બારડોલી તાલુકાને આગણે ખડા થયા છે અને તાલુકાની રાષ્ટ્રીયશાળાઓ બારડોલીના ગોરવને છાજતા કીર્તિ કલશ સમી ઝળકી રહી છે

સ્વરાજ્યના એ દુર્ગોને સુરક્ષિત રાખવા એ આજે બારડોલી તાલુકાનો ધર્મ છે કાર્ય કરનાર માણસોની ખોટ ધણીયે છે અને એ ખોટ નાણાની તગીને લીધે ખેવડાય છે એમા જરાયે શકા નથી પરતુ બારડોલી તાલુકાના વતનીઓ કે બારડોલી બહાર વસતા દાતાર ગહસ્થો બારડોલીની એ ખોટ ભાગશે એમ આશા બાધવી એ ખોટી નથી

ટુક મુદતમા મહાત્માજી બધે બહાર ફરવા નીકળશે ત્યારે તેઓ બારડોલી પણ આવશેજ તાલુકાના યુવાન અને વૃદ્ધ, સ્ત્રી અને પુરૂષો એમને શો જવાબ આપશે તેનો વિચાર દિલ સાથે કરી લેવો જોઇએ

પરતુ આ બધામા એક વાત બારડોલીને ખટકે છે કોઇપણ કાર્ય પડી ભાગે ત્યારે એને ઉપમા અપાય છે બારડોલીની અસહકારના પ્રાણ દાતા, સામુદાયિક સવિનય ભગની લડતના સેનાપતિ મહાત્માજીએ બારડોલીની લડતને મુલ્તવી રાખી મહાત્માજીના એ હુકમનો અનાદર કેમ થઇ શકે?

પ્રભુ ! બારડોલી તાલુકાને પોતાની અણફળી અભિલાષાઓને, લીધેલી પ્રતિજ્ઞાને, અને મહાત્માજીના વિશ્વાસને સફળ કરી બતાવવાનુ બળ આપો

# પરિશિષ્ટ ૧.

<u>બેઠો બળવો</u>

હવે થોડા જ દિવસની અંદર દેશના કોઈને કોઈ ભાગમાં સત્યાગ્રહનો આરંભ થશે અને શાંતિની પ્રતિજ્ઞાને વરેલ સત્યાગ્રહીઓને હાથે કાયદાનો સવિનય નિરાદર થવા લાગશે કાયદાના ચોક્કસ હદ સુધીના નિરાદરના વ્યક્તિગત દાખલાઓથી તો દેશ હવે સારી પેઠે જાણીતો થઈ ચુક્યો છે એમ કહેવાય એવો કાયદાનો નિરાદર સંપૂર્ણ સત્યાગ્રહની ઝુંબેશ પહોંચે એટલે તે બેઠો બળવો કહેવાય એમા લોહી રેડવાનુ ન હોય, એમાં ખુનખરાબી કે જોર જબરાઈ ન હોય; એમાં જાતે લોહી આપવાનું, જાતે કુરબાન થવાનુ હોય

સત્યાગ્રહી ભ્રષ્ટાચારી રાજ્યની સત્તાને ગણતરીમાંથી જ કાઢી નાખે, પોતે બહારવટીઓ બને અને નીતિનો બાધ ન હોય એવા રાજ્યના પ્રત્યેક કાયદા સામે બહારવટુ કરે. દાખલા તરીકે, તે રાજ્યના કર આપવા ના પાડે, પોતાના રોજના વહેવારની હરકોઈ બાબતોમાં તેની આણ માનવાનો ઇન્કાર કરે તે રજા વગર દાખલ ન થવાને લગતા મનાઈ કાયદાને ભાગે અને લશ્કરી સિપાઈઓ જોડે ગુફતગો કરવા સારૂ તેમનાં ડેરાં છાવણીઓમા વગર પરવાનગીયે દાખલ થવા પોતાને સ્વતંત્ર સમજે તે પીઠા પરના પહેરાને વિષે નક્કી કરવામાં આવેલી મર્યાદાઓનુ ઇરાદા પૂર્વક ઉલ્લંઘન કરે અને બાંધી આપેલી હદની અંદ પેસીને દારૂડીઆઓને વિનવે આ બધુ કરવામાં પોતે કદી શરીરબળ ન વાપરે અને પોતાની સામે શરીરબળ વાપરવામાં આવે તોપણ કદી પોતે તેનો સામો ઉપયોગ ન કરે હકીકતમાં, એવો સત્યાગ્રહી જેલ તેમજ બીજા શરીરબળના પ્રયોગ પોતાની જાત ઉપર માગી લે

આવો મહા સત્યાગ્રહી ત્યારેજ અને એટલા કારણસરજ આદરે કે જ્યારે એને જે શારીરિક સ્વતંત્રતા ભોગવવા મળતી હોય તે કેવળ ભારરૂપ હોય અને તેથી તે ભોગવવી તેના આત્માને નરી વિડંબના હોય, એ વિચારે છે કે રાજ્ય તેના શહેરીને તે જેટલે લગી તેના કાયદા કાનૂનોને માન આપે છે તેટલેજ હદ લગી અંગત સ્વતંત્રતા ભોગવવા દે છે મતલબ કે રાજ્યના કાયદાને તાબે રહેવુ એ દરેક શહેરીને પોતાની અંગત સ્વતંત્રતાને સારૂ આપવુ પડતુ મુલ છે આ સ્થિતિમાં પોતાના સુખ સ્વતંત્રતા કાયમ રાખવા ખાતર કોઈ પૂરા કે અધૂરા અન્યાયી રાજ્યને તાબે રહેવા તૈયાર રહેવું એ અધર્મ જોડે સહીઆરૂ કર્યા સમાન છે અને જેને રાજની એવી શેતાનીયતને વિષે શંકા નથી રહી તે શહેરીને એવા જાલીમની દયા ઉપર પોતાની સ્વતંત્રતા ઘડી પણ નભાવવી માથાને બોજ થઈ પડે છે અને તેથી તેની નીતિનિયમોમાં રહેતો છતો એવા રાજ્યને પોતાને કેદ કરી પૂરી દેવા ફરજ પડાવવા મથે છે. જેઓની માન્યતા તેના જેવી ન હોય તેવા લોકોને આવો માણસ સમાજમાં એક ભારરૂપ પણ લાગે

આમ વિચારતાં સત્યાગ્રહ એ આત્માની પીડનો બારેમાં બારે પ્રકાર અને અધર્મી રાજ્યની હસ્તી સામે જબ્બામાં જબરો જીવતો વાંધો છે. અને દુનીયાની બધી સુધારણાનો ઇતિહાસ શું આવો જ નથી? સુધારકોએ એકાદી પાપી પ્રથાને હટાવવાની ઝુંબેશ દરમિયાન પોતાના જ લોકોની ઘૃણા માથે લઈને પણ ઘણીવાર તે પ્રથાને લગતા નિર્દોષ ચિન્હોનો સુધ્ધાં શું ત્યાગ નથી કર્યો?

આમ જ્યારે કોઇ એક સમૂહ જેની હકૂમત હેઠળ પોતે આટલો વખત રહ્યો તેની આણ માનવી છોડી તેનો ત્યાગ કરે, ત્યારે તેણે લગભગ તેનુ પોતાનુ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ કહેવાય. 'લગભગ' એટલા સારૂં કહું છું કે તેમ કરનારાઓ જ્યારે રાજ્ય તેમને તેમની પ્રવૃત્તિમાંથી શરીરબળનો ઉપયોગ કરીને અટકાવશે ત્યારે સામો શરીરબળનો ઉપયોગ કરીને હું કે તું'નો હિસાબ નહિ કરે.

તેમનુ કામ તો જ્યાંસુધી રાજ્ય તેમની સ્વતંત્રતાને કબુલ ન રાખે, એટલે કે તેમની ઇચ્છાને ન નમે, ત્યાંસુધી વ્યક્તિની પેઠેજ એ રાજ્યને હાથે ગિરફતાર થઇ કેદ પુરાવાનું અગર તો તેની ગોળીઓથી વીંધાવાનુ જ રહ્યું દક્ષિણ આફ્રિકાના ત્રણ હજાર હિન્દીઓએ ૧૯૧૪ની સાલમાં આજ રીતે ટ્રાન્સવાલની સરકારને રીતસર નોટીસ આપીને તેના પરદેશીઓના વસાહતના કાયદાનો ભંગ કરી ટ્રાન્સવાલની સરહદમાં પ્રવેશ કરેલો અને તેમને કેદ કરવાની ટ્રાન્સવાલ સરકારને ફરજ પાડેલી અને જ્યારે એ સરકાર એક બાજુએ તેમને ખુનામરકી કે મારફાડ કરવા ઉશ્કેરવાની દિશાએ મથી થાકી અને બીજી બાજુએ તેમને પોતાની સત્તા કબુલ કરાવવામાં પણ તેવી જ હારી, ત્યારે અંતે તે નમી અને હિન્દીઓની માગણીઓ કબુલ કરી

આમ સત્યાગ્રહીઓનો કોઇ પણ સમૂહ, ફોજ અગર લશ્કર જેવો જ છે, અને તેને લશ્કરી જીવનને લગતા બધા જ નિયમો લાગુ સમજવાના છે. ઉલટા સામાન્ય લશ્કરના નિયમોના કરતા એ વધુ આકરા અને અઘરા છે, કારણ આ સેનાના સિપાઇના જીવનમાં સામાન્ય સિપાઇના જેવુ ખુન રેડવાને અને તે જીરવવાને સારૂ બાંડાતુર બનવાને અવકાશ નથી બીજી બાજુએ એ પણ સાચું છે કે સત્યાગ્રહીઓનુ લશ્કર 'જેસે કો તેસા' ના જુસ્સાથી મુક્ત હોય, જેથી તેમની વૃત્તિમાં વેર કે વિકાર ન હોય, એટલે ઓછામાં ઓછી સખ્યાથી તે પોતાનો ઉદ્દેશ સાધી શકે ખરેજ, એકજ પુરો સત્યાગ્રહી અધર્મની સામે ધર્મની લડાઇમા જય મેળવવાને શારૂ બસ છે.

તેથી જો કે મહાસમિતિએ પ્રાંતિક સમિતિઓને પોતપોતાના પ્રાંતમાં પોતાની જોખમદારી પર સત્યાગ્રહ આદરવાની સત્તા આપી છે, છતાં મને ઉમેદ છે કે દરેક પ્રાંત તેમાંની 'જોખમદારી' શબ્દ ઉપર પૂરતું વજન મુકી ફરીફરીને વિચાર કરી જોશે અને કોઇ સહેલ સમજીને સત્યાગ્રહ શરૂ નહિ કરી દે સત્યાગ્રહ આદરનાર પ્રાંત કે સમૂહને માટે જે શરતો મુકવામાં આવી છે, તે દરેકનો પુરેપુરો અમલ થવોજ જોઇએ. એ શરતોમાં હિંદુ–મુસલમાન એકતા, અહિંસા સ્વદેશી અને અસ્પૃશ્યતા કલંક નિવારણનો ઉલ્લેખ કરવો પડયો છે, એનો અર્થજ એ છે કે એ વસ્તુઓ આપણા પ્રજાકિય જીવનનું હજુ અંગ નથી બની ગઇ આમ જે વ્યક્તિ અગર સમૂહ હિંદુ–મુસલમાન એકતાને વિષે હજુએ શંકીત છે, પંજાબ, ખિલાફત અને સ્વરાજ્યને સારૂ અહિંસાની જરૂર હજુ જેને હૈયે નથી બેઠી, જેણે હજુ પૂર્ણ સ્વદેશીનો અંગીકાર નથી કીધો, તેમનામાંના હિંદુઓ જો હજુ અસ્પૃશ્યતા રૂપી પાપને પોતનામાં નભાવી રહ્યા છે તો તે સમૂહ અગર તે વ્યક્તિ હજુ સત્યાગ્રહ આદરવાને અધિકારી નથી આવો એનો આંક છે, વળી આથી સરસ તો એ છે કે અધીરા ન બનતા બધુંયે પકડી એક ચોકસ પ્રદેશમાં અખતરો થાય ત્યાં તેને બાકી દેશ બધાએ ધ્યાન પૂર્વક નિહાળવો.

લશ્કરની ઉપમાને ફરી એક વાર લઈએ તો લશ્કરમાં જે દળો લડાઈમાં ન ઉતરતાં અનામત રહ્યાં રહ્યાં બાજુએ ઉભા રાહ જુએ છે અને પ્રસંગ જોયા કરે છે. તેઓ લડાઈમા મોખરે રહી પ્રત્યક્ષ લડી રહેલા દળોથી લડાઈમાં કોઈ રીતે ઓછો ભાગ લે છે એમ નજ કહેવાય. એકજ પ્રસંગે આવો અખતરો ચાલુ હોય તે વેળાએ પણ વ્યક્તિઓ દ્વારા સત્યાગ્રહ અખત્યાર કરવાનો સંભવી શકે છે.

જો સરકાર પ્રજાને હાથે થનારી શાંત સ્વદેશીની પ્રવૃત્તિમા પણ દખલ દે અને કનડગત કરે તો જે કોઈના સ્વદેશીના કાર્યમા એવી અપટીત દખલ થાય તે હરહાલતમાં બેલાશક સરકારના હુકમોને કોરે મેલે અને જાલીમના રોષની વેદી ઉપર કુરબાન થાય દાખલા તરીકે, કાંતણ શિખવવા અગર ઠેકઠેકાણે રેંટીઆ ચાલુ કરાવવા જનારા કાંતકામના કોઈ શાસ્ત્રીની સામે મનાઈ હુકમ નીકળે તો એવા હુકમોની ઘડીની વાટ જોયા વગર અનાદર કરી તેણે જેલને વ્હાલી કરવી ઘટે બાકી બીજી બધી બાબતોમાં મને અત્યારે સુઝે છે ત્યા લગી દેશના એક ભાગમા નીતિની મર્યાદાઓ કાયમ રાખીને રાજ્યના બની શકે તેટલા કાયદા ભાંગવાની દિશાએ પ્રજાએ ઇરાદાપૂર્વક હમલો ચલાવેલો હોય ને ઘડીએ બાકીના આખા દેશે બધા હુકમો અને સૂચનાઓને ધર્મ બુદ્ધિપૂર્વક માન આપવુ, એજ સૌથી સારો માર્ગ છે

આવો અખતરો ચાલુ હોય ત્યારે દેશના બીજા કોઈ ભાગમા ખૂનામરકી થાય તો તો દેખીતી રીતેજ એ અખતરાને ભારે ધક્કો પહોંચે અને કદાચ અખતરો બંધ પડવાનો પણ વખત આવે, એ વાત તો દેશને હૈયે ઠસાવવાની હવે જરૂર નથી રહી જે ભાગમાં સત્યાગ્રહ ચાલુ હોય ત્યાના લોકો કેદ થાય, ગોળીઓથી વીંધાઈને ચાળણીઓ થાય અગર તો જાલિમ હુનોને હાથે તેમનાપર સિતમોના વરસાદ વરસે, તો પણ દેશના બાકીના ભાગોએ ખામોશ અને સ્વસ્થ રહેવુ જોઈએ, ચાહે તેવા પ્રસંગો વચ્ચે પણ સોળવલ્લું સોનું નીવડીને બહાર આવવાની શક્તિની આપણે તેમનામા આશા રાખીએજ

'નવજીવન'

તા૦ ૧૩-૧૧-૧૯૨૧, મોહનદાસ કરમચંદ ગાંધી

## પરિશિષ્ટ ૨

**તાલુકા માટે આદર્શ**

જે જીલ્લો અથવા તાલુકો કાયદાનો સવિનય ભંગ ઉપાડે તેણે પોતાનુંજ કપડું પેદા કરી લેવું જોઈએ એ શરતની સામે વાંધો ઉઠાવવાનુ કારણ મારી સમજમા સિવાય બીજું પણ હતું તે એ કે સામટા સત્યાગ્રહમાં દરેક તાલુકો જોડાય એવો જો ઇરાદો હોય તો તે ઇરાદો ફળીભૂત થવો અશક્ય છે. પરન્તુ દરેક તાલુકો અથવા જીલ્લો સત્યાગ્રહ માટે તૈયાર થાય અને તે સારૂ બાકી રહેલા વખતમાં કાપડ માટે પોતાના પગ ઉપર ઉભતો થઈ જાય એવી કલ્પના છેજ નહિ થોડા તાલુકા તૈયાર હોય તો પણ બસ છે. જો થોડા તાલુકા પણ પગ ભર નહિ હોય એટલે કે સ્વરાજ્યને માટે તૈયાર નહિ હોય તો આ વર્ષે સ્વરાજ મેળવવું અશક્ય છે. જે તાલુકો પોતાનું અનાજ પકવી લેતો હોય, પોતાનુ સૂતર કાંતી લેતો હોય, પોતાનું કાપડ વણી લેતો હોય અને પોતાની સ્વતંત્રતાની ખાતર દુઃખ સહન કરવા તૈયાર હોય તે આજ વર્ષે સ્વરાજ

સ્થાપવાને માટે જરૂર તૈયાર છે અને એક તાલુકો પણ આટલું કામ પાર ઉતારવા તૈયાર હશે તો જેમ એક દીવો આખા ઘરને અજવાળશે તેમ તે આખા દેશને અજવાળશે લગભગ આદર્શ સ્થિતિ જ્યાં ન હોય ત્યાં કાયદાનો સવિનય ભંગ ફતેહમંદ કરવો હું અશક્ય જોઉં છું બેશક હિન્દુસ્તાનમાં એવા કેટલાક ભાગ છે જ્યાં હાથકંતામણથી ઉનનું કે સુતરાઉ કપડું થોડા વખતમાં તૈયાર કરવું અશક્ય છે પરન્તુ જે ભાગોમાં એ કામ બની શકે એવું છે તે બધા ભાગો તૈયાર થઇ જાય પછી આવા ભાગો માટે આ શરતમાં છૂટછાટ મુકવામાં કઇ હરકત નથી

'નવજીવન'

તા ૧૩–૧૧–૧૯૨૧ મોહનદાસ કરમચંદ ગાંધી

## પરિશિષ્ટ ૩

**બારડોલી આણંદને**

બારડોલી તથા આણંદના ભાઇ બ્હેનો,

હું જાણું છું કે તમારા દુઃખનો પાર રહ્યો નથી તમે મોટી આશા રાખી હતી તમે આ વર્ષમાંજ તમારા મનુ–કુરબાનીથી સ્વરાજ મેળવવાની, મુસલમાન ભાઇઓનો ને પંજાબનો જખમ રૂઝવવાની અને અલી ભાઇઓ ઇત્યાદિ, કેદીઓને છોડવવાની હામ બીડી હતી

પણ ઇશ્વરે ધાર્યું હતું બીજું

'નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી' એવું સત્ય નરસિંહે ગાયું છે આપણામાં નીપજાવવાની શક્તિજ નથી આપણે તો ઇચ્છીયે ને મહેનત કરીએ રામચંદ્ર જેવાને જે ચોઘડીએ ગાદી મળવાની હતી તે ચોઘડીએ વનવાસ મળ્યો તો આપણે કોણ?

મારા પરમ મિત્ર, પંજાબના સાથી, જેમને મે પંજાબના દુઃખે રોતા જોયા છે ને જેમણે આજે ઘડપણમાં જુવાન જેટલું કામ આદર્યું છે, જીંદગી આખી એશ આરામમાં રહેલ એવા જેમણે તમારે ને મારે સારૂ એશઆરામ છોડયા છે ને તેમાં સુખ માની લીધેલ છે, તેમનું દુઃખ હું વિચારી રહ્યો છું તે પોતાના ખેડા જીલ્લાને અને તેમાએ આણંદને જેલમાં તુરત નહિ મોકલી શકે એ તેમને ભારે દુઃખ લાગે છે તેઓને અને તમને હું ખાત્રી આપું છું કે ધીરજના ફળ મીઠાંજ આવશે

કઇ દેવાળાં નથી ગયું આપણે બાજી હારી નથી ગયા આપણે તો દુઃખમાંથી સુખ નીપજાવી શકયા છીએ, અશાંતિ થઇ ગઇ પણ તેમાંથી શાંતિ મેળવી લીધી એમ લાગે છે ઇશ્વરે નાનું દુઃખ આપી મોટામાંથી આપણને ઉગારી લીધા છે

બારડોલીથી મને એક કાગળ આવ્યો છે બારડોલી વિષે બીજો કાગળ આવ્યો છે તેમજ ખેડા વિષે મેં કાગળ જોયો છે, તે બધામાં એમ જણાવે છે કે તમે ખરી રીતે તૈયાર નથી. નથી શાંતિની બાબતમાં કે નથી સ્વદેશીમાં એક કાગળ વિગતો આપી જણાવે છે કે બારડોલીમાં બળાત્કાર થયો છે બળાત્કારે ટોપીઓ ઉતરી છે, પીઠાંવાળા પર પણ બળાત્કાર થયા છે, ગાળો દેવાઇ છે બંન્ને તાલુકાઓમાં ઘણા લોકો

ખાદી પહેરવાનો ડોળ માત્ર કરે છે ઘણા બહાર ખાદી પહેરીને નીકળે છે પણ ઘરમા પેટીઓ તો પરદેશી કપડાથી ભરી છે, ખીંટીએ પણ પરદેશી કપડા ટાંગેલા છે, ઓરતોમા મરદો કરતા પણ ઓછુ સ્વદેશી છે બેડાનાઓ કાગળ કહે છે કે 'ઉજળુ એટલુ દુધ નથી ઘણુ દ ઢાય છે ઘણુ છુપાવવામા આવે છે, કોઇ બીચારા શકા ઉઠાવે તો તેમને દાબી દેવામા આવે છે

આ બધુ ખરૂ જ છે એમ હુ નથી કહેતો, તેમા અતિશયોક્તિ હોય પણ ટીકાકારો પાસેથી આપણે બહુ શીખીએ છીયે તેમની આખે આપણને પોતાને જોવાની ટેવ પાડીયે તો જોતજોતામા આપણા દોષોમાથી મુકત થઇએ. આપણી પીઠ તો બીજાજ જોઇ શકે

તમારી પાસેથી હુ તો શુદ્ધમા શુદ્ધ યજ્ઞ ઇચ્છુ ઇશ્વરના દરબારમા શુદ્ધમા શુદ્ધ બલિદાનનોજ સ્વીકાર છે વણમાગ્યો જે વખત મળ્યો છે તેમા ખોડો બધી કાઢો બધા રેંટીઆ ધર્મને ખુબ પાળો દરેક ઘરમા સાફ, મજબુત, ફાટીવિનાનુ સુતર ગેજ કતાતુ હોય, કોઇ ભુખે ન મરતુ હોય, કોઇના ઘરમા પરદેશી કાપડનો મેલ ન રહે, એવી તજવીજ કરો મે સુચવ્યા છે તે આકડા ભેગા કરો

જો કોઇના પણ કપડા બળાત્કારે પડાવ્યા હોય તો તેની મારી માગો સહકારીઓ તરફ મનમા પણ ગૂસ્સો ન રાખો તેમના દુખમા તેમની સેવા કરો તે અમલદારોની ખુશામત ન કરો તેમ તમનાથી ડરો પણ નહિ પોલીસનો ડર ન રાખો તેઓ પણ આપણા ભાઇઓ છે એમ સમજી તેમની ઉપર પ્રીતિ રાખો હજુ તમારા છોકરા સરકારી નિશાળોમા જતા હોય તો તેમાથી ઉઠાડી લો. અને અસહકારને વધારતા બળાત્કાર ન વાપરો તમારાં ગામોમાં એક પણ સહકારી હોય તો તેના પ્રત્યે વેરભાવ ન રાખો. પણ એમ સમજો કે જેટલો હક તમને તમારો મત ધરાવવાનો છે તેટલોજ તેને તેનો મત ધરાવવાનો છે

તમારા ગામોમાં એકબીજા વચ્ચે દુશ્મનાવટ હોય તો તેને પતાવી દો સત્યાગ્રહી ગામોમા વેરવિખવાદને સ્થાનજ નથી

તમારા મનમાં હજુ ઢેડભગી પ્રત્યે તિરસ્કાર હોય તો તે કાઢો, તેમના છોકરાને તમારી નિશાળોમાં પ્રેમપૂર્વક રાખો, નોતરો, તમના વાડા તપાસો, ત્યા પાણી વગેરેની સગવડ ન હોય તો કરો, તેમને એઠા અન્નની ભિક્ષા ન આપો, તેને બદલે પગાર વધારજો અથવા કાચુ વગર રાંધેલુ અનાજ આપજો

તમારા ગામમા દારૂ પીનારા હોય તો તેમને વીનવીને, સમજાવીને તેમની આ બુરી આદતથી તેમને છોડવજો નજ માને તો ભલે દારૂ પીયે. તમારા ગામમા પીઠુ હોય તો પીઠાવાળાને પણ નમ્રતાપૂર્વક સમજાવજો તેની ઉપર રોષ ન કરજો તેની દયા ખાજો

તમારા ગામમા કોઇ મવાલી, ડાકુ કે ચોર રહેતા હોય તેમનાથી પણ ન ડરજો કે ન તેમને ડરાવજો તેમને પણ ભાઇ ગણી ભેટજો ને તેમની આદતોથી તેમને બચાવવા તેમની સ્થિતિ સમજજો ને એવા ચોર લુટારાનાં મન ફેરવવા પ્રયત્ન કરજો, અને સાથે તેમના ત્રાસથી બચવા ને તમારા બાળબચ્ચાને બચાવવા, મિલકતનુ રક્ષણ કરવાની શક્તિ મેળવજો એ શક્તિ મેળવવા સારૂ તમે તમારાજ ચોકીદાર નીમજો તેઓને ચોરની સાથે લડવાની જરૂર નહિ પડે ચોકી થતી હશે તો ચોર નહિ આવે જાગતાને ભય નથી, એ કહેવત તદ્દન ખરી છે છતા કોઇ મારી જાય એમ બને, તો તેથી નીડર રહેજો તમારા તાલુકાના દુરિજનોની તમને ખબર હોવીજ જોઇએ.

આણંદમાં તો ઠાકોરજી બિરાજે છે. ઠાકોરનું વર્ણન હું એક વેળા આપી ગયો છું. તેની બાહ્ય અને અંતર અવસ્થાને તમે સુધારો ત્યારે આણંદ તાલુકો ખરો લાયક બન્યો કહેવાય. મંદિરનો ઝઘડો મટયો? તળાવ સ્વચ્છ છે? યાત્રાળુઓ નામના મટી ખરા થયા? અત્યાચારો મટયા? ઠાકોરમાં બધે સ્વચ્છતા ફેલાઈ? ઠાકોરના મંદિરમાંથી પરદેશી કપડાંનો બહિષ્કાર થયો? તમારા તાલુકામાં હજુ લોકોને પોતાના ઝઘડા કોરટોમાં લઈ જવા પડે છે?

તમે ખચીત માનજો કે જો અસહકારીઓ ખરા થાય, તેઓમાં પ્રેમ પેદા થાય તો તે પ્રેમને વશ બધા થવાનાજ છે. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે જો તમારા બે તાલુકા અસહકારના બધા અંગોનું સર્વાંશે પાલન હજુ કરી શકે તો આ વર્ષમાંજ સ્વરાજ છે. અને તમે વિચારો તો તે મુશ્કેલ નથી. જો તમારા બધાના દિલ ઉપર ચોટ લાગી હોય તો હેલું છે. જો તમે વગર સમજે ને દ્વેષ ભાવે કામ કરી રહ્યા હશો તો અઘરૂં છે.

હું ઘણીવાર કહી ગયો છું કે અસહકારનું મૂળ પ્રેમમાં છે, વેરમાં નથીજ. આત્મબળ એ પ્રેમબળ છે ને જગત તે બળને વશ છે. તમારા બળથી તમારે હિન્દુસ્તાનને મુક્ત કરવું હોય તો તમે પ્રેમ વરસાવો. તમારે પર દુઃખ ભંજન કહેવાવું હોય તો તમારામાં સહનશીલતા, શૌર્ય, સત્ય ઇત્યાદિ મૂર્તિમંત થવા જોઈએ. દેખાવ માત્રથી કંઈ સ્વરાજ મળવાનું નથી.

મુંબઈમાં થયેલા દોષ છતાં પણ તમારે આ વર્ષે સ્વરાજ મેળવવું હોય તો તમારે હાલ છે તેના કરતાં ઘણીજ વધારે આત્મશુદ્ધિ કરવી પડશે. એટલે તમારે સાચા હિન્દુ, સાચા મુસલમાન, સાચા પારસી, સાચા ખ્રીસ્તી બનવું જોઈશે.

રખેને ભૂલતા. તમારી વચ્ચે રહેલા પારસી, ખ્રીસ્તીઓને ભેટજો. તેમને તમારા શુદ્ધ પ્રેમથી નિર્ભય કરજો.

મારી આશા તમે ન છોડજો. તમારી આશા મારે ન છોડવી પડે એમ ખચીત કરજો. બનતી ઉતાવળે તમને મળવા હું આવીશ. દરમિયાન તમારી તૈયારી કર્યાજ કરજો.

'નવજીવન' — તમારો સેવક,

તા. ૨૭-૧૧-૧૯૨૧ — મોહનદાસ કરમચંદ ગાંધી.

## પરિશિષ્ટ ૪

**બારડોલી**

મૌલાના આઝાદ સોબાનીની અને મારી બારડોલી તાલુકાની મુલાકાત હમેશાં મને યાદ રહી જવાની છે. એ તાલુકાના લોકોની સાદાઈ, ભલાઈ, સરળતા અને દૃઢતાથી અમે બંને ચકિત થયા. બારડોલી તાલુકામાં કામ ઘણું સરસ થયું છે એમાં શક નથી. એકંદરે એ તાલુકો સવિનય ભંગને સારૂ વહેલામાં વહેલો તૈયાર થઈ શકે એમ અમને બન્નેને જણાયું છે.

સરકારી નિશાળો પાંસઠ હશે તેમાથી એકાવન રાષ્ટ્રીય થઈ ચૂકી છે ને જ્યાં જ્યાં નિશાળો રાષ્ટ્રીય થાય છે ત્યાં ત્યાં ઉત્સાહ વધે છે એમાં શંકા નથી. નિશાળો હજુ થોડાંજ અઠવાડીયાંઓ થયાં લોકોના તાબામાં આવી છે તેથી તેનું કામ ધીમું ચાલે છે. બાળકોને બેંચીયા ઉપર બેસાડવામાં આવે છે. ખાદીનો પહેરવેશ મરદોમાં ખૂબ વધ્યો છે. સૌ પહેરણ,

ધોતિયું કે ચડ્ડીને ટોપી પહેરતાં જોવામાં આવ્યા ઓરતો પણ સભામાં ઠીક સંખ્યામાં ખાદીની સાડીઓ પહેરીને આવી હતી. હિન્દુ–મુસલમાન વચ્ચે એક સંપ સરસ છે ઢેડ ભંગી જેઓ સભાઓમાં આવે છે તેમને અડકવામાં હરકત નથી કરતા ને સહુની સાથે તેઓ બેસી શકે છે આ બધું કરવામાં બારડોલીના લોકોએ શાન્તિ સારી જાળવી છે અધિકારી વર્ગની સાથે પણ સ્નેહ જાળવ્યો છે ને સહકારીઓ સાથે પણ દુશ્મનાવટ નથી

આટલી પ્રગતીને સારૂ ધન્યવાદ આપ્યા વિના નજ ચાલે

છતા આ ચિત્ર સંપૂર્ણ નથી નિશાળો ઉપર લોકોનો કાબુ પુરો એટલે સુધી બેસવો જોઇએ કે તેઓ સરકારી નિશાળ કે કેળવણીનું નામજ ન લે નિશાળની વ્યવસ્થા એવી હોવી જોઇએ કે બાળકો રખડે નહિ ને ચારિત્રવાન શિક્ષકોની નીચે પોતાનું ચારિત્ર ઘડે. હિન્દુ બાળકો અને બાળાઓ સંસ્કૃત શીખે ને ગીતા ભણે મુસલમાન બાળકો અરબી શીખે ને કુરાન પઢે. બધા બાળકો સુન્દર મજબુત વળદાર એકતારૂ સુતર કાતે, કોઇ વળી તે ઉપરાંત પીંજે ને વણે પણ ખરા ઓરતોમાં ખાદી વધારે પ્રસરે અને સ્ત્રીપુરૂષ બધા ખાદી પહેરતાં થઇ જાય એટલુંજ નહિ, પણ તાલુકાને જોઇતી ખાદી તાલુકામાજ કંતાય, વણાય ને તેના બીજનો તાણો નજ વપરાય આ કામ હજુ ઘણું પછાત છે સાળો ઓછી છે રેંટીઆ સાળના પ્રમાણમાં ઠીક છે, પણ બહુ વધારે હોવા જોઇએ ને તે નિરતર ચાલવા જોઇએ બારડોલીમાં પરદેશી કે મીલનું કાપડ મળવુ અશક્ય કે બહુ મુશ્કેલ હોવુ જોઇએ

ઢેડભંગી સભામાં છુટથી આવી શકે એટલે પત્યુ નહિ અસ્પૃશ્યતા જવાનુ રહસ્ય સમજવુ જોઇએ. તેઓની ઉપર લોકોનો પ્રેમ વધવો જોઇએ તેઓના છોકરા રાષ્ટ્રીય શાળામા છુટથી આવવા જોઇએ ન આવે તો માબાપને સમજાવી તેમને તેડી લાવવા જોઇએ–તેમના વાડાઓમા જઇ તેમના દુઃખ તપાસવા જોઇએ તેઓની કુટવો છોડવા તેમને વિનવવા જોઇએ. હિન્દુ મુસલમાનોમાં કજીઓજ નથી થતો એ ઉત્તમ છે, પણ બન્નેની વચ્ચેથી મનનો મેલ જવો જોઇએ પારસી, ખ્રિસ્તી, સહકારી વગેર સાથે એવી વિનયભરી વર્તણુક હોવી જોઇએ કે તેઓને અસહકારીઓનો જરા પણ ભય ન લાગે શરાબના પીઠાવાળાઓને સમજાવીને જ બંધ રાખે તો રખાવાય તેઓનો બહિષ્કાર ન કરાય, તેમના હુકાપાણી બંધ ન થાય. તેમની તથા શરાબ પીનારાની પાસેથી જેટલું કામ પ્રેમપૂર્વક લઇ શકાય તેજ લેવુ તેઓની ઉપર બળાત્કારની ગંધ પણ ન હોવી જોઇયે. તેઓ તદન નિર્ભય થવા જોઇએ. નિશાળો ખાલી કરાવવા સારૂ સ્વયંસેવકોનું દળ ન જાય, ગામોમા જઇ લાંઘણ ન કરે. રીતસર લોકોની બુદ્ધિ જાગ્રત થઇને તેઓ સમજીને પોતાના બાળકોને સરકારની નિશાળોમાથી ઉઠાડી લે એજ શાણું મનાય.

મારી ઉપર છાપ એવી પડી છે ખરી કે લોકોએ ખુબ કામ કર્યું છે પણ તેમાં કંઇ અધુરી સમજ રહી છે. કેમ જાણે ખાદી માત્ર ડિસેમ્બર સુધીજ પહેરવી ન હોય, નિશાળો પણ ડિસેમ્બર પછી તો જાણે આપણે ચલાવવાનીજ ન હોય, ને પછી ઢેડભંગીને અડવાની પણ પણ જાણે જરૂર ન હોય! આવા વિચારથી કરેલું કામ તો બહુ કૃત્રિમ થયું ને તેની અસર સારી થવાને બદલે માઠીજ પડે. ડિસેમ્બરમા આપણા હાથમાં સત્તા આવે એવું બને અને ન બનવુ નથી. પણ સત્તા આવ્યા પછી પણ આપણે આપણા તાલુકામાં કે ગામમાં કાંતેલા વણેલાં કપડાં

પહેરવાના છીયે, ત્યારે પણ નિશાળો કોઇ પરાયા આવીને નહિ ચલાવે, તે વેળા પણ બધો બંદોબસ્ત આપણેજ હસ્તક હશે આજે એ સત્તા છે, તેને બદલે સ્વરાજમા એકજ સત્તા હશે પણ જો રાજ્ય આપણુ તો વ્યવસ્થા આપણીજ હોય. અત્યારે જેટલો ઉદ્યમ ને જેટલી જવાબદારી આપણને ઉઠવવા પડે છે તેટલાજ ત્યારે પણ ઉઠાવવા પડશે ત્યારે પણ આપણે ઢેડ ભગીને અડકશું ને તેમની ઉપર પ્રેમ કરશુ આજે જે કરીએ છીયે તે સ્વરાજની તાલીમ છે ને લાયકાત છે તેથી આપણે જે કઇ સુધારા કરીયે તે સમજપૂર્વક ને હમેશાને સારૂ છે એમજ સમજી કરવા જોઇએ અને એમ કરીયે તો આપણામા લાયકાત આવી ગણાય

હુ માનુ છુ કે બારડોલી તાલુકામાં આ બધુ કરવાની પૂર્ણ શક્તિ છે આટલુ અધુરું રહ્યુ છે તે કંઇક વખતની તગીથી ને કઇક ઓછી સમજને લીધે તેથી હુ મુદ્દલ નિરાશ નથી થયો, પણ એમ માનું છું કે બધી ત્રુટીઓ થોડાજ કાળમા દૂર કરી લોકો સવિનય ભગ કરવાની પૂરી લાયકાત મેળવશે

જે સહકારીઓને હું મળ્યો તેમણે પણ સુલેહથી કામ લેવાયાને વિષે પ્રમાણ પત્ર આપ્યુ છે ને એવુ જણાવ્યું છે કે છ માસમા બારડોલી તૈયાર થઇ જશે તાલુકાના પ્રાણરૂપ ભાઇ કુવરજી માને છે કે એક માસમાં કાતવા વણવાનું ને બીજુ કામ પૂરુ કરી શકાશે બન્નેના કથનમા અજાણપણે અતિશયોક્તિ હોવાનો સભવ છે પણ બારડોલીના ભલા સ્ત્રી પુરૂષોને મારી ઉપર એવી છાપ જરૂર પાડી છે કે તેઓ થોડીજ મુદતમા લાયકાતનું પ્રમાણપત્ર મેળવી લેશે.

વધારે સુન્દર તો મારા જોવામા એ આવ્યુ કે કામ કરનારા કેવળ જુવાનીઆજ નથી પણ બુજરગો પણ છે ઓરતો પણ રસ લે છે સ્વયસેવકો વગર પૈસે કામ કરે છે જે ખર્ચ થાય છે તે બધુ બારડોલીમાથીજ પુરૂ પાડવામા આવે છે એટલે જાગૃતિ આખા તાલુકાની ગણાય, તેના અમુક વર્ગની નહિ

બારડોલીની જવાબદારીમાં હવે વધારો થયો છે બારડોલીએ મને દિલ્હીમાં સવિનયભંગને સ્વરૂપ આપતા પ્રેર્યો, તેથી બીજા પ્રાતોમા પણ ઉત્સાહ વધ્યો એને અગે જબરજસ્ત યોદ્ધાઓ જેલમા બિરાજી રહ્યા છે આમ ઉત્સાહનું નિમિત્ત થયા પછી બારડોલીથી સાસવાળી બેસાયજ નહિ બારડોલીએ પૂર્ણ આત્મશુદ્ધિ એકદમ કરવી રહી ને તે શુધ્ધી કરવા સારુ મહાપુરૂષાર્થ કરવો રહ્યો વિચાર પૂર્વક કામ કામને કામજ કર્યા કરાય તો ને દીલનુ પરિવર્તન થયું હોય તો જે પ્રયત્નની જરૂર છે તે સહેલ છે

વાચનાર જોશે કે લોકોમા દુખસહન કરવાની, જેલ જવાની, ગોળીઓ ખાવાની તાકાત છે કે નહિ એ પ્રશ્ન મે ચર્ચ્યોજ નથી. મે કોઇને પૂછ્યુ પણ નથી. મારો અનુભવ છે ને મારો વિશ્વાસ છે કે જ્યારે માણસ પોતાના કર્તવ્યનું પાલન કરે છે ત્યારે તેવામા દુખ સહન કરવાની શક્તિ તુરત આવીજ જાય છે વળી બારડોલી તો જેલ જવાની લાયકાત મેળવવા ખાતર આટલો પ્રયાસ કરી રહેલ છે, ત્યા જેલ જવાની શક્તિ છે કે નહિ એવો પ્રશ્ન કરીને હુ તેનું અપમાન પણ કેમ કરૂ ? આ કાળમા જેલ જવુ મુશ્કેલ છે, જેલ ન જવુ એ તો

કહેલું છે માણસ કાંતે નહિ, ખાદી પહેરે નહિ, સાચું કરે નહિ વિનય વાપરે નહિ બધાની સાથે દ્વેષ કરે, ઢેડભંગીને અડકે નહિ, એટલે તેને જેલ જવાનું કહેજ કોણ? ઢેડભંગીની અસ્પૃશ્યતાને સંઘરી રાખે એ તાલુકાને કોઇ જેલ જવાનું આમન્ત્રણ આપનારજ નથી, તેથી બારડોલીની હિમ્મત ને જેલ જવાની ઇચ્છા વિષે મને લવલેશ પણ શંકા નથી.

'નવજીવન'

તા ૧૧-૧૨-૧૯૨૧ — મોહનદાસ કરમચંદ ગાંધી

## પરિશિષ્ટ ૫

### બારડોલી–આણંદ

આ બે તાલુકાની વીશેષ ફરજ છે તેઓ જો હવે જલદી તૈયાર ન થાય તો તેમની અને ગુજરાતની લાજ જવાની છે નિર્ભયતામા, જેલ જવામાં, મારપીટની બરદાસ કરવામાં, સંયુકત પ્રાંતના હિંદુ મુસલમાન બંગાળના હિંદુ મુસલમાન, પંજાબના હિંદુ, પઠાણ શીખ વગેરે પાસ થઇ ચૂકયા, હવે બારડોલી આણંદ જે ખુબ ગવાયાં છે તે જલદી તૈયાર ન થાય તો આપણું નાક જવાનુ છે. આપણે જેલ તો જવુજ છે, પણ આપણે લાયકાતને શકિત તો મરવાને સારૂ મેળવાવનાં છે. લાયકાત આવે તો શકિત તો આવેજ, બધા ખાદી પહેરતા થઇ જાય. સમીતિ પાસે ખાદી નગરની વપરાયેલી પવિત્ર ખાદી છે તેનો ઉપયોગ કરી લે અને હવે પછી પોતાના તાલુકામાંજ પેદા થયેલી ખાદી પહેરે, બૈરાઓ પણ આજે સર્વનો સાધારણ ધર્મ છે, તે પાળતા થઇ જાય. ઘેરેઘેર લોકો ઉદ્યોગી બની રેંટીઆ ચલાવતા થઇ જાય ને સારૂ મજબુત સુતર કાંતે. ગામેગામ સુંદર પીંજણો ચાલે, ઢેડ ભંગીને સહુ ભાઇ સમજી તેમની સેવા કરે, તેમનાં બાળકોને રાષ્ટ્રીય શાળાઓમા દાખલ કરે, તેમને બોલાવી લાવે, તેમની ઉપર માયા બતાવે, સહકારી રહેતા હોય તેમને પણ નિર્ભય કરે. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી સૌ આપસમા મેળ કરે આમા અઘરૂ શું છે? મોંઘુ શું છે? રેંટીઓ અને ખાદી તે તો આપણુને પૈસા આપે છે બીજી વસ્તુઓ વિચાર દોષો ટાળવાની છે તેમાં ભારે કશું ન લાગવું જોઇએ હું માગી લઉ છું કે બારડોલી નિવાસીઓ રાત દહાડો સતત મહેનત કરી લાયક બની મોડામાં મોડા મને ૨૦મી તારીખે મંત્રીનાં કે પ્રમુખનાં પોતાની લાયકાત તથા તૈયારી વિષેનાં પ્રમાણપત્ર મોકલે અને તેજ પ્રમાણે તે તારીખે કે તે પહેલાં આણંદ નિવાસીઓ અભ્યાસ સાહેબનું પ્રમાણપત્ર મોકલે.

જો આ ભાઇઓ સાચાને શૂરા હોય તો સરકારની મહેસુલ આજથીજ ભરવાનું મુલ્તવી રાખશે. લડાઇ કરવીજ છે એવું જેણે મનમાં ધારી લીધું છે. તે પોતે તો છેવટે મહેસુલ ભરવાનું બંધ રાખેજ તાલુકાના બધા માણસો મહેસુલ ભરી દઇને એમ નહિ કહે કે હવે અમારે લડવું છે.

મહેસુલ ન ભરવા તો આખું ગુજરાત તૈયાર છે એમ મને કોઇ સંભળાવે છે, તેમને પણ હું મહેસુલ ભરવાનો ઇનકાર કરવાની સલાહ ન આપું? મારાથી નજ અપાય જે વ્યક્તિ

પોતાની ઇચ્છાએ ન ભરવા માગે તેને તો હું ફરજ ન પાડું' એવી ફરજ પાડનારો પણ હું કોણ ? પણ આખી પ્રજાને મહેસુલ રોકવાની સલાહ આપવાનું જોખમ હું ન ખેડું.

મહેસુલ ન ભરવામાં આપણો અંગત સ્વાર્થ નથી મહેસુલ ન ભરવામાં વિનય બતાવવાનો રહયો છે. અને જો મહેસુલના કાયદાનો અવિનય ભગ કરવા ધારતા હોઇયે તો આપણે શુદ્ધ બનવું જોઇએ તેથી જેઓ પોતે હિન્દુ મુસલમાન, ખ્રીસ્તી, પારસી વચ્ચે એક દિલીનો ધર્મ માને છે, જેઓ શાંતિ રાખવાનું સમજ્યા છે, જેઓ ઢેડભગીને ભાઇ સમાન ગણી તેમનો સ્પર્શ કરી પોતાને અભડાયા નથી માનતા, જેઓ પહેરવેશમા ખાદીનોજ ઉપયોગ કરનારા છે ને જેઓમાં મરવાની અને પોતાની મિલકત જતી કરવાની હિમ્મત છે તેવાઓ મારી સલાહ મેળવ્યા વિના ભલે મહેસુલ ન ભરે

પણ આ વ્યક્તિગત વાત થઇ જેને જરા પણ સમજાવવાની જરૂર રહેતી હોય એવી પ્રજા સમસ્તને તો હુ મહેસુલ રોકવાની સલાહ નજ આપી શકું. તેનું મુખ્ય કારણતો એ છે કે મને એવો વિશ્વાસ નથી કે ગુજરાતના બધા તાલુકામા લોકો હજુ એવા તૈયાર થયા છે કે મહેસુલ ભરવાનો ઇનકાર કરી પોતાનો માલ વેચવા દે તે છતા ગુસ્સો ન કરે તેથી સામાન્ય જનસમાજને સારૂ ડહાપણ એજ છે કે તેને મહેસુલ ભરવાનીજ સલાહ આપવી તે છતા જે નહિ ભરે તે ભલે ન ભરે મહેસુલ ભરનારાથી બીજું જે થઇ શકે તે કરે આખુ હિંદુસ્તાન મહેસુલ ભરશે તે કાંઇ પડી ગયેલું નહિ ગણાય તેની તરફથી અનેક પ્રકારની મદદ લઇશુ એટલે મારી બે સલાહ થઇ

૧ બારડોલી–આણંદ ને જો સામુદાયિક અવિનય ભગ કરવો હોય તો તેઓ મહેસુલ નજ ભરે, પછી ભલે તેમની ઇનામી જમીન પણ ખાલસા થાય.

૨ તે સિવાયના બીજા તાલુકાની સમાજને મારી સલાહ એવી છે કે તેઓ મહેસુલ ભરે, પણ અસહકારમા બીજી મદદો આપે. આવી સલાહ મળતાં છતાં જે પોતે બધી શરત પાળવામા નિશ્ચયવાન હોય ને મહેસુલ પોતાને જોખમે ન ભરે તો તેવાઓને જરૂર ધન્યવાદ ઘટશે પણ તેમણે એવી મગરૂરી ન આણવી કે પોતે ભારે હિમ્મતવાન થયા ને બીજા બીકણ ગણાય સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે કરે છે એમ માની ભારે બલિદાન દેનાર પણ નમ્ર રહે ને વધારે દેવા તૈયાર થાય

'નવજીવન'

૧૬–૯–૧૯૨૨

મોહનદાસ કરમચંદ ગાંધી

# પરિશિષ્ટ ૬

## બારડોલી આ૦ કલેકટરની સમજુતી અને મહાત્માજીની નોંધ

શત્રુના પણ ગુણ જોવામાં લાભ છે તેમા નીતિ તો છેજ. પણ શત્રુમાં કંઈજ ન હોય એમ માનનારો આફતમાં પ્રાણી હારી બેસે છે

બારડોલીમા ખરૂ યુધ્ધ જામવાનો સમય છે એમ સરકાર જાણે છે. તેથી કલેકટર સાહેબે એક 'સમજુતી' કહાડી છે. તે નોંધ લેવા લાયક છે એને સમજુતી જેવું સભ્ય નામ આપવાને બદલે સરકાર જાહેરનામું કહી શકતી હતી પણ તેમ કરવાને બદલે સરકાર પ્રજાને હવે 'સમજુતી' આપે છે સમજુતીમાંએ જે વિનય વાપર્યો છે તેના કરતાં વધારે વિનય પ્રાંતિક સમિતિની પત્રિકામાં ન હોઇ શકે દલીલો પણ જે અસહકારી વાપરે તેવીજ વાપરવામા આવી છે.

આમા સહી એક બી શીવદાસાનીની છે એઓ તો આપણુજ લેહી કહેવાય એ પોતાની જ મુખત્યારીથી એમણે એવી વિનયભરી સમજુતી કહાડી હોય તો તેમાં બહુ નવાઇ નથી. સરકારી નોકરીમાં રહેતા છતાં દેશી અમલદારો વિવેક વાપરતા થઇ જાય એ કંઈ વધારે પડતુ નહિ ગણાય

પણ જો એ સમજુતીની ભાષા અંગ્રેજ અમલદારે પણ જોઇ સમજીને પસંદ કરી હોય તો એને હું મોટો ફેરફાર ગણું છુ ને આપણી લડતનો શુભ આરંભ ગણુ છુ બંન્ને પક્ષ પોતાના ક્ષેત્રપર રહેવા છતાં વિનયપૂર્વક અને જંગલી બન્યા વિના લડી શકે એ કંઇ થોડી વાત નથી એવુ યુધ્ધ તો અનંત કાળ લગી ચાલે, એમ આપણે ઇચ્છીએ છીએ રામરાવણની લડાઇમા તે આપણા કવિઓએ વર્ણન કરતા પૂરી સભ્યતા જાળવી છે. મંદોદરીને તેઓએ સતી તરીકે ઓળખાવી છે મેઘનાદના મૃત્યુ પછી સુલોચનાને રામચંદ્રે બધી સગવડ કરી આપી હતી આદિ કવિ વાલ્મિકિએ તેમજ ભક્ત કવિ તુલસિદાસે રાવણાદિની તપશ્ચર્યાની સંપૂર્ણ પ્રશંસા કરી છે

એવુજ સભ્ય યુદ્ધ આપણે કરીએ એવી મારી મહત્વાકાંક્ષા છે અસહકારીને તો બીજુ શોભેજ નહિ. અસભ્યતા એક પ્રકારની હિંસા છે અને અહિંસાવ્રતના પાલનનો દાવો કરનાર આપણે જ્યાં સુધી એ વ્રતથી બંધાએલા છીએ ત્યા સુધી ભલે આપણે હિંદુ હોઇએ કે મુસલમાન પણ આપણે સભ્યતાનુ પાલન કરવા બંધાયેલા છીએ અને એક પક્ષ જો અંત લગી સભ્ય રહે તો તેની અસર પ્રતિપક્ષ ઉપર છેવટે થયા વિના નજ રહે તે સભ્યતાનો આરંભ આ સમજુતીમાં જોવાનુ મને મન થઇ જાય છે સરકાર સભ્યતાપૂર્વક ભલે આપણા ખેતરો લઇ લે, ભલે આપણને બંદુકે મારે

આટલી પ્રસ્તાવના પછી એ સમજુતી હુ નીચે આપુ છુ

### સમજુતી.

"હાલમા સરકારધારો નહિં ભરવા સંબંધી લોકોની સહી લેવામાં આવે છે. જે માણસને એવી સહી કરવી હોય તે મઝેથી કરે, તેવી સહી કરવાને દરેકને છુટ છે. પણ બાબત સમજીને સહી કરે, એવી મારી લોકોને ભલામણ છે જે માણસ સહી કરશે, તેની પાસેથી કાયદા

પ્રમાણે સરકારી ધારો એકદમ ભરવા સંબંધી તેને કલેક્ટર તરફથી નોટીસ આપવામાં આવશે. એકદમ પૈસા ભરવા પડશે કાં તો કીસ્તની વખતે પૈસા ભરાશે એવો જામીન આપવો પડશે. તેમ ન કરશે તો ખાતેદારની બધી જમીન કાયદા પ્રમાણે ખાલસા કરવામા આવશે પછી જો કે આખો તાલુકો એવુ કરે ( એવુ બનવા જોગ જેવુ લાગતુ નથી ) તોપણ સરકારના પૈસા જવાના નથી આ બારડોલી તાલુકાના ખેતરમાં માત્ર જે કપાસ ઉભેલો છે, તેની કિંમત ઓછામાં ઓછી ૧૦ લાખ થશે. ઉંકર આ બધો કપાસ જો કોઇ એક મોટા બહારના વેપારીને વેચવા જાય તોયે સરકારની સાત આઠ લાખથી ઓછી ઉપજ નહિ થશે અને એવી પણ ખાત્રી હોવી જોઇએ કે પછી વેપારી ગમે તેવી રીતે પોતાના માણસ લાવી કપાસ વીણી લઇ જશે '

આ તો ફકત કપાસનો પાક જે ખેતરમાં ઉભેલો છે તેની વાત છે તે ઉપરાંત બધી જમીનો સરકારી થઈ જશે. આ આખા તાલુકાનો સરકારધારો ફકત પોણાચાર લાખ છે. માટે સરકારને લોકોનાં ઢોર ઢાખર અથવા બીજી કોઇ ખાનગી ચીજને હાથ લગાડવાની જરૂર નહિ પડશે જે લોકો બધુ ખોઇ બેસવા તૈયાર હોય તે લોકો ખુશીથી સહી કરે, પણ મારી તપાસમા એમ લાગે છે કે લોકોને આ બધું સમજાવવામાં આવતુ નથી, એથી ઉલટુ લોકોને સહી કરવા બદલ આગ્રહ કરવામાં આવે છે એમ કહેવુ ખોટુ છે, કારણ કે લોકો સહી કરીને ફરી જશે અને મારી જાણમા છે કે ઘણાખરા ફરી જવાના છે ખરી રીતે તો સહી કરવા માટે આગ્રહ કરવા પહેલા લોકોને કહેવુ જોઇએ કે જે લોકો સહીઓ કરે છે તે લોકોએ પોતાના ગણોતીઆ પાસેથી ગણોત માગવુ ન જોઇએ અને ગણોત બદલ જે કઇ બાબ અગર ઘાસ કે દાણો મળ્યુ હોય તે પણ પાછુ આપવું જોઇએ. વળી તે લોકો પૂરેપૂરા લાયક અને પ્રામાણિક ત્યારે જ કહી શકાય કે જ્યારે ગણોતીઆને પોતાની સહી કરવાથી જે જે નુકસાન થયેલુ હોય તે ભરી આપે કારણ કે માત્ર યોગ્ય એજ છે કે ખાતેદારને સરકારધારો ભરવામા કસૂર કરવાથી બિચારા, ગણોતીઆને નુકસાન ભોગવવુ પડે મારી જાણ પ્રમાણે સહી લીધા પહેલા લોકોને એવુ કહેવામાં આવતું નથી આ ધમકી અથવા ચેતવણી નથી માત્ર સમજુતી જ છે એમ નથી કે સરકારને કોઇનો પાક કે જમીન જોઇએ છે. પણ સરકાર બધુ ખેડુતના ફાયદા માટે કરે છે એને લીધે સરકારધારો એક માસ પાછળથી લેવાનો છે આ તાલુકામા કપાસનો પાક વધારે હોવાથી અને તે મોડેથી પાકવાથી ખેડુતોને જાનેવારી અને માર્ચમા સરકાર ધારો ભરવો એ અગવડ ભરેલુ લાગતુ હતુ પણ જ્યારે લોકો સરકારધારો નહિ ભરવાની સહી કરે ત્યારે તો સરકારી અમલદારોને પગલાં લેવા પડે. અને ખાતેદારો પાસેથી બેઉ કીસ્ત એકદમ સાથે નોટીસ આપીને માગવી પડે

તા. ૧૮ મી જાનેવારી સન ૧૯૨૨
મુકામ બારડોલી

S B SHIVDASANI
Assistant Collector

આ સમજુતીને વધાવવાની સાથે હું એટલુ કહી જવા ઇચ્છું છુ કે બારડોલી તાલુકાના એક પણ પાટીદારને અજાણપણામાં રાખવામાં આવ્યો નથી દરેક સ્ત્રી પુરૂષને કહેવામાં આવ્યુ છે, કે સરકાર

(૧) પાક બધો વેચી શકે છે
(૨) લાખોનો પાક કોડીને દામે લઇ શકે છે
(૩) ઢોર ઢાખર વાસણ કુસણ પણ લઇ જઇ શકે છે.

(૪) ઇનામની જમીન પણ ખાલસા કરી શકે છે

(૫ લોકોને જેલમાં મોકલી શકે છે

(૬) લોકોનો રેલ, તાર, ટપાલ આદિનો સંબંધ બંધ કરી બારડોલી તાલુકાને ઘેરો નાખી લોકોને તેમાં પૂરીને થકવવાનો પ્રયત્ન કરી શકે છે

આ બધો ઉપદ્રવ લોકો સહન કરી શકે તોજ લડે તેની સાથે લોકોને એમ પણ કહેવામાં આવ્યું છે, કે બારડોલીની પ્રજા મુખ્ય ભાગે પોતાના નિશ્ચય ઉપર દૃઢ રહે, સત્યનેજ વળગી રહે, શાંતિનું પૂરું પાલન કરે, મદ્ય માત્ર છોડે, એક બીજાની સાથે સંપીને રહે અસહકાર પૂરો કરે, ઢેડ ભંગીની સાથે મિત્રાચારી રાખે, તેમને અસ્પૃશ્ય ન માને. સ્વદેશીનું પૂરું પાલન કરી કેવળ હાથે કાંતેલા વણેલા કપડા પહેરે ને પોતાનું જોઇતું સુતરકાપડ બારડોલીમાંજ કાંતેવણે તો લોકોનો વાળ સરખો પણ વાંકો થવાનો નથી ને જપ્ત થયેલી પોતાની જમીન તેઓ પાછી મેળવશે એટલુંજ નહિ પણ બીજાના દુખો ટાળી પોતે મુક્ત થઇ હિંદુસ્તાનને મુક્ત કરવામાં મોટો ફાળો ભરશે

આ લડતમાં દંભ ન ચાલે, ડોળ ન ચાલે, જૂઠ ન ચાલે. છાનું કંઇ રહે, નહિ સૌ પોતાને બળે, અથવા ઇશ્વરને બળે લડે તેથી સૌ કોઇ જે કામ કરે તે બધું સમજીનેજ કરે. બારડોલી તાલુકાના ખેડૂતો સમજુ છે તેઓ દેશ તથા ધર્મને માટે સહન કરવા પાયમાલ થવા તત્પર છે એવું સમજીને હું તેમનું નિત્ય સ્તવન કરું છું

(નવજીવન તા ૨૯–૧–૨૨) મોહનદાસ કરમચંદ ગાંધી

## પરિશિષ્ટ ૭

### બારડોલી તાલુકાના પટેલોને

ગઇ કાલે તાલુકા પરિષદે ગંભીર પગલું ભર્યું છે ને મોટી જવાબદારી ઉપાડી લીધી છે

અમે ઉમેદ રાખીએ છીએ કે આ ધર્મ અને દેશના કાર્યમાં પટેલો પોતાનો પૂરો હિસ્સો આપશે કેટલાક પટેલોએ પોતાના રાજીનામા આપવાનો વિચાર જાહેર કર્યો છે અમારી ઉમેદ છે કે દરેક પટેલ હવે સરકારનો નહિ પણ ગામનો પટેલ બનશે તેવાનાં રાજીનામા જેટલી ઝડપથી બને તેટલી ઝડપથી અમારા હાથમાં આવવાની આશા અમે રાખીએ છીએ

સરકારના શુદ્ધ થવાની આશા હજુ અમે તદ્દન નથી છોડી તેથી રાજીનામા તુરત સરકારને પહોંચાડવાનો ઇરાદો નથી પણ જ્યારે સવિનયભંગનો આરંભ થઇ જશે ત્યારે અમે તે રાજીનામાં સરકારને મોકલી દેવા ધારીએ છીએ દરમિયાન કેમ જાણે આજેજ આપણે સવિનય ભંગ ન કરવો હોય એ પ્રમાણે આપણી તૈયારી કરવાની છે તેથી વગર ઢીલે દરેક પટેલ પોતાનું રાજીનામું અમને આપી દે એવી આશા અમે રાખીશું

બારડોલી તા. ૩૦–૧–૨૨

મોહનદાસ કરમચંદ ગાંધી.
વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ

# પત્રિકા નં. ૧

<u>બારડોલીનાં ભાઇઓ અને બ્હેનો</u>

જેટલો નિયમ જાળવી શકાય તેટલા નિયમપૂર્વક હું તમને પત્રિકાઓ લખવા ધારૂં છું

તમે અને મેં કંઇ ઓછી જવાબદારી નથી વહોરી. આખા હિંદુસ્થાનનો બોજો તમે માથે ઉચકી લીધો છે તમે પરીક્ષામાં પહેલા આવવા માગો છો

તમે મોટામાં મોટું બલિદાન દેવા ઇચ્છો છો ને તેને સારૂ પૂરી આત્મશુદ્ધિ કરવાની તૈયારી કરી રહ્યા છો

ઇશ્વર તમારો મનોરથ સફળ કરે. પણ મનુષ્યયત્ન વિના ઇશ્વરકૃપા થતી જ નથી

હમણાં જ મેં સાંભળ્યું કે બધી રાષ્ટ્રીય શાળામાં અંત્યજ બાળકો દાખલ થઇ ચૂક્યાં છે. આ સાંભળી હું બહુ રાજી થયો છું. જ્યાં લગી એક પણ રાષ્ટ્રીયશાળા અંત્યજ બાળકો વિનાની છે ત્યાં લગી પરિષદનો નિશ્ચય પૂરો થયો ન ગણાય

તેમ તમારે દરેક ઘરમાં રેંટીઓ દાખલ થવો જ જોઇએ દરેક અસહયોગી સ્ત્રી કે પુરૂષથી હાથે કાંતેલી ખાદી વિના બીજાં કપડાં ન પહેરાય

મારી ઉમેદ છે કે બારડોલી તાલુકાનો એક પણ સમજુ મનુષ્ય મહેસુલ નહિ ભરે, ભલે સરકાર માલ લઇ જાય. આટલું તો ઓછામાં ઓછું આપણે સહન કરવાનું રહ્યું છે

કોઇ કહે છે આપણી જમીને પણ સરકાર ખાલસા કરી આપણને ઘરબાર વિનાના કરી મૂકે તો ? જો સરકાર સજ્જનતા જાળવીને ચાલશે તો જમીનો ખાલસા કરવા જેવું હું જોતો નથી પણ સરકાર તેમ કરવા ધારે તો તેની પાસે એ સત્તા છે એમાં શક નથી. આપણે ઘરબાર વિનાના થવાની પણ તૈયારી તો રાખવી જ જોઇએ પણ સ્વરાજ્યવાદીને એ પણ વિશ્વાસ હોય જ કે તેની જમીન સ્વરાજ્ય મળ્યે પાછી મળવી જ જોઇએ શસ્ત્રની લડાઇમાં પણ યોદ્ધા એટલા વિશ્વાસથી લડે છે કે પોતાની જમીન જીત મળ્યે પાછી લેવાના તો આ શાંત યુદ્ધમાં બીજું પરિણામ કેમ આવે ? પણ લડાઇ દરમિયાન આપણી જમીનનો કબજો ખોવા પણ આપણી તૈયારી હોવી જોઇએ

આ લડત જ આત્મવિશ્વાસની એટલે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાની છે. તે શ્રદ્ધા તમને બધાને આવો એમ હું ઇચ્છું છું

બારડોલી
મહા સુદ ૮ રવિવાર ૧૯૭૮

તમારો સેવક અને હિતેચ્છુ
મોહનદાસ કરમચંદ ગાંધી

# પરિશિષ્ટ ૮.

<u>લડતનું મંડાણ</u>

હિંદુસ્તાન જેવડા વિશાળ ખંડના યુદ્ધનું ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર બારડોલી જેવડો નાનો સરખો તાલુકો બન્યો છે. ૩૦ કરોડના દુખોની ઘેરી નજ ફેરવાને બારડોલીના ૮૭ હજાર તૈયાર થઇ ગયા હિંદુસ્તાનના ભાવિને ઉજાળનારો પ્રબળ નિશ્ચય બારડોલી સ્ટેશન પાસે આવેલા એક નાના સરખા જીનના ફળીયામાં વળીયો ઉપર તાપડા છાઇને બનાવેલા નાના સરખા મંડપમાં જાહેર થયો આ અગત્ય પ્રસંગ પાર પાડવાને સારુ સ્વયંસેવકોની હોંશભરી મહેનત સિવાય પાઇનું યે મૂલ ન બેઠું બારડોલી પરિષદનો બહારનો દેખાવ પણ જાણે કાન હોય તેને કહી સંભળાવતો હતો કે મોંઘા સાધનો હોય તોજ મોંઘી મુરાદો સિદ્ધ થાય તેવું જગતમા નથી

<u>સ્વાગતનું ભાષણ</u>

પરિષદના આરંભમાં મહેમાનોનું સંગીત દ્વારા સ્વાગત થયા બાદ તાલુકાના નાયક શ્રી. કુંવરજી વિઠ્ઠલભાઇ મહેતાએ પોતાનું સ્વાગતનું ભાષણ કરતા જણાવ્યું —

"આપ સૌને આવકાર આપતા મને આનંદ થાય છે આજે આપણે ભાષણો આપવા કે સાંભળવા મળ્યા નથી પણ અન્યાયની સામે ઝુઝવાની આપણામા કેટલી તાકાત છે તેનું માપ કાઢવા મળ્યા છીએ એક વેળા ગુજરાતમાં પણ ઘણાને અજાણ્યું બારડોલી આજે આખા હિંદમાં ને દેશ દેશ અવાઇ રહ્યું છે દેશબંધુ જેવા એ જેને આધુનીક કુરુક્ષેત્ર જેવા ધર્મક્ષેત્રની ઉપમાં આપી, તેને લાયક નીવડીએ એટલા નિશ્વાસ પણે સ્વદેશની સ્વતંત્રતાના આ ધર્મ યુધ્ધમા ઉતરવા જેટલી ધગશ આપણામા છે કે નહિ તેનો નિર્ણય કરવા મળ્યા છીએ

કલકત્તાની મહાસભાએ હિંદુસ્તાનની સ્વરાજ સ્થાપનાને જે સારુ અસહકારનું શસ્ત્ર સ્વીકાર્યું ત્યારથી આ તાલુકાએ એ પુણ્ય લડતમાં પોતાનો ફાળો આપવાની વાંછના રાખી છે. અમે સરળ ભોળા ગામડીઆ લોક કુટ નીતિ અને દાવપેચોથી ભરેલી રાજદ્વારી લડતો સમજીએ નહિ. અમે પોચા લોક તરીકે ઓળખાતા આવ્યા છીએ સરકારને દફતરે અમારે ત્યાંના દિવાની ફોજદારી કજીઆ ઓછામા ઓછા, ખુન જેવા ગુન્હા વરસો સુધી એક ન મળે આવા પાપ ભીરુ લોકને એક મહાન વ્યક્તિ નો સમાગમ થયો અને જે અમારી નાલાયકાતનું ચિન્હ લેખાતું તે અમારી લાયકીનું જ સ્વચ્છમાં સ્વચ્છ પ્રતિબિંબ છે એ સમજ અમને પડી. દક્ષિણ આફ્રિકામા સત્યાગ્રહની લડતનો સ્વાદ લઈ આવેલા થોડા ભાઇઓ પણ અમારી વચ્ચે હોવાનું ભાગ્ય અમને પ્રાપ્ત થયું છે. અને આજે અનેક ભાઇ બ્હેનો , એ માર્ગે અનુસરવા ઉત્સુક છે મારી ખાત્રી છે કે આમાં આપણને ઇશ્વરનો આશીર્વાદ છે

મહાસભાની માગણી મુજબની તૈયારીઓ અમે કેટલે દરજ્જે કરી શક્યા છીએ. એ આજે કેટલાક દિવસો થયા આપણા અગ્રણીઓ સામે રજુ છે. રાષ્ટ્રીય શાળાઓની બાબતમાં આ તાલુકાએ કર્યું છે તે પણ રજૂ છે. તાલુકાની ઘણી ખરી સરકારી નિશાળો ભાંગી પડી છે.

અને રાષ્ટ્રીય શાળાઓ, વિદ્યાપીઠ કે બીજી સંસ્થાઓની મદદ વગર સ્વાશ્રયી સ્થિતિમાં છે ત્રુટીઓ ઘણી છે છતા લોકોએ સરકારી શિક્ષણને ઝેર કે ગંધાતા પાણી સમાન ગણ્યું છે જે સ્વચ્છ પાણીને અભાવે ન જ પી શકાય

સ્વદેશી વિષે પણ લોકોમા ખાદીની ખાનદાની સર્વત્ર ફેલાઇ છે આપણા પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઇ સાહેબ ગયા શ્રાવણમા પધાર્યા ત્યારે ખાદીની બાબતમા તેમણે સંતોષ પ્રગટ કરેલો હજુ હમણાં હમણા સુધી હાથની કે મીલના સુતરની મિશ્ર ખાદી સ્વદેશીમા ગણતી, પણ લડત જામતી ગઇ તેમ તેમ મહાત્માજીની કસોટીનો કાંટો પણ બારીક થતો ગયો, અને આજે આપણે માટે બારડોલીમા જ સાળ રેંટીઆ પર તૈયાર થએલું કપડુ સ્વદેશી છે અમો સંપૂર્ણ નથી છતાં આ સરત પણ ઇશ્વર કૃપાથી આ તાલુકો મુકેલી મુદતના દિવસથી ઉપાડી લેવા ઉમેદવાર છે.

હિંદુ મુસલમાન વચ્ચેનો સંબંધ તો આપણે ત્યા ઝેરવેર વગરનો છે જ અત્યજોની બાબતમા પણ અસ્પૃશ્યતા તો લગભગ નીકળી જ ગઇ છે છતા તેમની જોડેના ચોવીસે કલાકના વર્તનમા આપણામાંના બધા લોકોનુ તેમની જોડેનુ વર્તન મહાત્માજીને સંતોષ થાય એટલે દરજ્જે ખામી વગરનુ નહિ દેખાડી શકાય એ કબુલ કરવું જોઇએ છતા આ ત્રીસ ગણ્યા દિવસમા સુધારી લેવાશે એવી આપણને પૂરી ઉમેદ છે

અહિંસાની બાબતમા તો આપણો સ્વભાવજ આપણને મદદગાર છે ત્રણ મામે દારૂના પહેરા કરતા આપણા ભાઇઓએ પૂરી ખામોશી સાથે પોતાના માથા અને હાડકાં ભાગવા દીધા છે, અને છતા શાંતિનોજ ઉપદેશ કર્યો છે, સ્યાદલાના ત્રણ ખાનદાન ભાઇઓએ પીઠાના પહેરાને સારૂ ગુજરાતમાથી પહેલા પહેલા જેલ જઇ આપણા તાલુકાને શોભાવ્યા છે હવે માતૃભૂમિના ઋણમાથી મુક્ત થવા માટે, સ્વરાજની પ્રતિમા ખડી કરવા માટે, બંદુકની અને તોપોની ભેટ કરવા અને માલમિલ્કત ખુવાર કરવાની પળ આવી લાગી છે, તેનો હિસાબ આપવા આજે આપણે ભેગા છીએ

બારડોલી તાલુકો આટલો દુનિયાની અગ્રશીખે ચડયા પછી અને આટલો ગવાયા પછી આપણે આપણું નાક નહી રાખીએ તો આપણે માથે સદાને માટે કાળી ટીલી રહી જશે. પણ હિંદુસ્તાનના ભાવીની નિર્ણયાત્મક લડત લડવાનુ બીડું ઝડપ્યા પછી જો આપણે પાછા પડયા, તો તો આપણે આપણને, મહાસભાને અને આખા દેશને છેહ દઇશુ અને હિંદની ગુલામીની બેડીની મુદત લંબાવવામા જ મદદગાર નીવડીશુ એ પાપ અનંતકાળ સુધી ધોવાશે નહિ. આ ખ્યાલ દરેક ભાઇ બ્હેનની આંખ સામેથી ક્ષણવાર પણ ખસે નહિ એમ હુ વીનવુ છું નામ તેનો નાશ છે જ જંગમ મિલ્કત તો જંગમ જ છે. સ્થાવર પણ તેને ઠેકાણે જ રહેવાની ખુદા દરબારમા કેણુ કેટલા રૂપીયાનો ખાતેદાર છે, એમ નહિ પૂછાય પણ તેણે પોતાના ધર્મને માટે, કોમને માટે, દેશને માટે, કેટલા ભોગો આપ્યા એટલુ જ પુછાશે, ને રજૂ થશે.

છેવટે આપ સર્વે ભાઇઓને અને બ્હેનોને મારી નમ્ર વિનંતી છે કે આપણા તાલુકાની કીર્તિને ઝાંખપ ન લાગે એવોજ તમે આજે નિર્ણય કરશો અને અનન્ય ભાવે તેને અંત લગી વળગી રહી પાર ઉતારશો. પ્રભુ આપણી લાજ રાખો.

## પ્રમુખનું ભાષણ

પ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ જેઓ બારડોલીની તૈયારી તપાસવાને ચાર દિવસ અગાઉથી બારડોલી ખાતે આવી રહ્યા હતા, તેઓએ પ્રમુખ તરીકે પોતાનુ ભાષણ કરતાં જણાવ્યું:—

આજની આ બારડોલી તાલુકાની પરિષદને હુ હિંદુસ્તાનના ઇતિહાસમાં બહુજ અગત્યની લેખુ છુ આખા હિંદુસ્તાનની આંખો આજે બારડોલી તાલુકાના બ્હેનો અને ભાઇઓની તરફ વળી રહેલી છે. આપણા જે હજારો ભાઇઓ સયુંકત પ્રાંતમા, પંજાબમાં, બંગાળામાં, દિલ્હીમા, સિંધમાં કર્ણાટકમા, મદ્રાસમાં, અને બીજે જેલયાત્રા કરવા ગયેલા છે તે તમામ આજે બારડોલી તાલુકાનું નામ જપે છે બારડોલીએ હજુ કંઈ પણ કરી તો નથી બતાવ્યુ, પણ બારડોલીની ખ્યાતિ તો બધા હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાન બહાર સુધી પહોંચી ગઈ છે જે રીતે બધા ગાંધીજીનુ નામ લઇ રહ્યા છે તેવીજ રીતે તેઓ બારડોલીનું નામ જપી રહ્યા છે અને બારડોલીની ભૂમિને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે એ વાત સાચુ માનજો.

અસહકારની લડતથી પંદર કે સોળ માસની અંદર હિંદુસ્તાનમા જેટલી જાગૃતિ આવી છે તેટલી મહાસભાની ૩૫ વર્ષની કારકીર્દિમા પણ આવી નથી. આટલા દિવસ મહાસભા માત્ર કેળવાએલા વર્ગની જ કહેવાતી અમદાવાદની મહાસભા તમે જોઇ કે તેમાં કેળવાયેલો વર્ગ તો માત્ર અપુષણ જેટલો જોવામાં આવ્યો જે ભાઇઓ ધારાસભામાં તમારા પ્રતિનિધિ ગણાતા છતાં પોતાને મોટા માની તમારાથી દૂર રહેવામાં અને ગવર્નર તથા વાઇસરૉયની જોડે હાથ મીલાવવામાં મ્હોટમ માનતા તેજ લોકો હવે ધારાસભાઓ છોડી તમારી જોડે બેસતા થતા થયા છે, જે ભાઇઓ નરમ દળના કહેવાતા અને મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાથી સ્વરાજ પગલે પગલે મળશે એમ માનીને ધારાસભાઓમાં ગએલા તેમના અગ્રેસરો, હોરમસજી વાડીયા અને ગોકર્ણનાથ મિશ્ર જેવાઓ હવે ઉઘાડી રીતે કહી રહ્યા છે કે એ સુધારા તે સુધારા નથી પણ કુધારા છે

હુ આ પરિષદના પ્રમુખ તરીકેજ અહીં આવ્યો નથી ૨૭ મી તારીખ પહેલા તાલુકામાં આવીને કંઇક તપાસણી કરવી, એ કામ પણ મને સોંપાએલુ તે મુજબ હુ ૨૪ મી તારીખે આવ્યો અને અત્યારે પ્રમુખ ઉપરાંત સ્હેજ સાજ નિરીક્ષક અધિકારી તરીકે પણ હુ બોલુ છું અહીં મે મુખ્ય મુખ્ય માણસો જોડે વાતચીતો કરી છે વાલનેર અને સરભણ એ બે ગામ પણ તપાસ્યા છે લોકોને મળ્યો છુ સરકારી અમલદારોને પણ મળ્યો છુ તેમનાથી પણ મેળવાય તેટલી હકીકત મેળવી છે મારૂ કામ તમો તૈયાર છો કે તૈયાર નથી, તમે પરીક્ષામાં પાસ છો કે નથી એ કહેવાનું નથી એ કામ સુરત જીલ્લાના પ્રમુખ ભાઇ દયાળજીનુ છે એ પણ તપાસમાં મારી સાથે હતા

મારે તો અત્યારે એટલુ જ કહેવાનુ છે કે તમે જે કીર્તિ ખાટી ગયા છો, એ કીર્તિની કિંમત તમારી પાસે હિંદુસ્તાન માગી શકે છે અને જો તમે એ કીર્તિની કિંમત આપવા નાલાયક હો તો અત્યારથી તેવુ કહી દેજો. એમ સ્પષ્ટ કરી દેશો તો તમારો આખા હિંદુસ્તાન પર ઉપકાર થશે. એકવાર રણે ચઢ્યા પછી કાયર બની પાછી પાની કરવી તે કરતા પહેલેથી જ નાલાયકી કબુલ કરવી એ શૂરવીરનું કામ છે. એમ મારૂ માનવું છે.

સરકારી અમલદાર કહે છે કે તમે જે પ્રતિજ્ઞાપત્રમાં સ્વયંસેવકો તરીકે સહીઓ આપી છે, તે વગર સમજે આપી છે. પૂરી હકીકત તમારી આગળ રજૂ કર્યા વગર તમને છેતરીને કરાવી લેવામાં આવી છે વાંકાનેરમાં, તેમજ સરભોણમાં મને પચાસ કે સાઠ ગામડાંઓના માણસો મળવા આવ્યા હતા તેમને પૂછીને મે ખાત્રી કરી છે કે તાલુકાના લોકોએ ૧૦૦માંથી ૯૯ સહીઓ પૂરુ સમજ્યા પછીજ કરી છે

પરંતુ હજુ યે તમને એક છેલ્લી તક છે તેનો ઉપયોગ કરવા તમે મુખત્યાર છો તમારે એમ જાણવુંજ જોઇએ કે આખી લડત તમારી શક્તિ ઉપરજ આધાર રાખે છે તમે માનતા હોકે ગાંધીજી બારડોલીમા રહી આ લડત ચલાવશે ને તેથી આપણને કઇ હરકત નથી આવવાની તો તમે એવી ભ્રમણામાં ન રહેતા ફરી એકવાર વિચાર કરી લેજો તમારે તો તમારાજ જોર ઉપર ઝૂઝવાનુ છે આ લડતને પરિણામે શું શું સોસવુ પડશે, કેટલાં દુઃખ વેઠવાં પડશે, એનો ચોકખો આંક તમે કહાડયો હશેજ. છતાં હુ ફરીથી કહું છું કે આ લડત બારડોલી તાલુકાને સ્વતંત્રતા અપાવવા માટે નથી આ લડત બારડોલી તાલુકાનાં દુઃખો કાપવા માટે નથી આ લડત ત્રીસ કરોડ માણસોને ગુલામીની બેડીથી છોડાવવા તમે મારવા તૈયાર થયા છો. અને ૩૦ કરોડ માણસોની સ્વતંત્રતા પાછી મેળવવા માગનાર તાલુકાને કેવડા આત્મયજ્ઞ કરવો પડે તેનો ખ્યાલ કરી લેજો. આખા દેશની સ્વતંત્ર ખાતર એક બારડોલી તાલુકોજ નહિ પણ એક બે પાંચ કે પચીસ તાલુકા હિંદુસ્તાનના નકશામાંથી ભૂંસાઇ જતા હોય તો તે હિંમત પણ મ્હારે હિસાબે ભારે નથી આ અહોભાગ્ય જે કોઇને નશીબે હશે તેમનુ નામ હિંદુસ્તાનના ને દુનિયાના ઇતિહાસમાં અમર થઇ રહેશે દેશને માટે મરવાનુ ભાગ્ય ક્યાંથી ? તે ભાગ્ય મેળવવા જો તમે શક્તિમાન થયા હો તો તમારૂ નસીબ મોટુ છે

છતા તમે ફરી વિચાર કરજો મામલતદાર કે મદદનીશ કલેક્ટર કે કલેક્ટર તમને ભલે કહે કે તમારી બીજી મિલ્કત– હાથીના ઢોર ઢાખર સરકાર નથી લેવાની માત્ર ખેતરોમાં ઉભો કપાસ જ નવ લાખનો છે તેટલો જ વેપારીઓને આપી દેશે. તમારી જંગમ મિલ્કત લેવાનો સરકારનો અધિકાર છે, ને સરકાર દયાળુ હોય તો મારે એ નવી જ વાત શીખવાની રહી છે. સરકાર જમીનો ખાલસા નહિ કરે એ હું માની શકતો જ નથી રીતે અને ગેરરીતે તમારી આ યુદ્ધમાં હજાર તદબીરો રચીને એ લડશે. તમને કેદમાં નાંખશે, તમારૂં નસીબ હશે તો તમારા પર ગોળીઓ પણ ચલાવશે. આવવુ જો સહન કરવા તૈયાર હો તોજ લડાઇમાં ઉતરજો. ઇશ્વર સાક્ષી રાખીને મ્હને સત્ય લાગે છે, તે તમને કહું છુ કે એક તરફથી હિંદુસ્તાનને સ્વતંત્રતા અપાવવાનુ કામ તમારે હાથે થશે બીજી તરફથી તમારી મિલ્કત, તમારા જાન, પાણીથી સસ્તાં કરવા પડશે. આખો બારડોલી તાલુકો હિંદુસ્તાનના નકશામાંથી ભૂંસાઇ જવાનો સંભવ છે. ગણત્રી રાખીને કામ કરજો. કેટલાક કહેશે વિઠ્ઠલભાઇએ બહુ બીવડાવ્યા. પણ ચેતવવા ખાતર બહુ બીક બતાવવી એ સારી.

આ તાલુકામાં ૮૭ હજારની વસ્તી છે. તેમાં ૨૫ થી ૩૦ હજાર પાટીદાર અને ૪૦ થી ૫૦ કે ૪૫ હજાર દુબળા કુળીઆ વગેરે છે અને બે ત્રણ હજાર મુસલમાનો, બે ત્રણ હજાર બ્રાહ્મણ અનાવલા, બે હજાર વાણીઆ ને બે હજાર અંત્યજ ભાઇ બ્હેનો છે. હવે પાટી-

દાર જે ૨૫ કે ૩૦ હજાર છે તે અને દુબળા જે ૩૦થી ૩૫ કે ૪૦ હજાર છે. તેમની વચ્ચે; બાપદાદા જેવું અને જણાયું. દુબળાઓ ઉપર પાટીદારોની રહેમ છે. પાટીદાર તેમના મહેરબાન છે તેમની પાસે ગમે તેવું કામ લઇ શકે, એવી તેમની સ્થિતિ છે. હવે એ પણ કહી દઉં કે બ્રાહ્મણ અને વાણીઆનો મોટો ભાગ તેમજ ધૂળીઆ વગેરે થોડા અસહકાર પ્રવૃત્તિમા ઝાઝો ભાગ લેતા જણાતા નથી, વાણીઆ બ્રાહ્મણ વિરૂધ્ધ નથી તેમ તરફે ણમાં પણ નથી પરંતુ પાટીદાર લોકોનો બાર આની ભાગ આ લડાઇમાં એક પગે સામેલ છે અને ભોગ આપવા, જેટલો આપવા પડે તેટલો આપવા તૈયાર છે દુબળા વગેરે વર્ગમા કાર્ય-કર્તાઓએ હજી સુધી પ્રવેશ નથી કર્યો એ સાચુ છે. અત્યારની લડત મહાસભાના ઠરાવ પ્રમાણે પહેલી જરૂરી વસ્તુ હિંદુ મુસલમાન અને બીજી કોમોની આપસમા એકતા આમાં મને અહીં ન્યૂનતા નથી ભાસી.

બીજી જરૂરી વસ્તુ શાન્તિની. આ લડતમાં આપણી સામે ગમે તેટલો ગુસ્સો, ગમે તેટલો જુલમ થાય અન્યાય થાય, પજવણી થાય, છતાં એકજ નિશ્ચયને આપણે વળગી રહેવું છે કે આપણે સહન જ કરવું છે. કોઇને હરગિજ દુઃખ નથી દેવુ.

શાંતિ જ આ લડતનો આખો પાયો છે એ ચળ્યો તો લડાઇ હરિને શરણુ સમજવી. હુ કબુલ કરૂ છુ કે આ તાલુકામાં શાંતિ ભંગની બીક મને ઓછી છે અહીં આવ્યા પછી આ તાલુકામાં ગુન્હાઓ કેટલા થાય છે તેની તપાસ કરી મે જોયુ કે અહીંના ભાઇબ્હેનોમાં સરકાર દરબાર ચડવાની ઝાઝી ટેવ નથી ઘણી તકરારો ઘરમેળે પતાવાય છે. છતાં દારૂ અને તાડી એ એની અહીંના લોકોને વિષે મને બહુ બીક છે શાંતિને અને દારૂ તાડીને અદાવત છે. એ બેને બને જ નહી. આટલા નાના તાલુકામાં ૨૪ દારૂનાં પીઠાં ૧૯ તાડીની દુકાનો અને ૯૭ ઝાડવા છે કેટલી દિલગીરીની વાત ! આ દુકાનોનો કાણુ ભલે સરકારના હાથમાં હોય. અહીંના પાટીદારો દુબળા વગેરે પીનારા વર્ગ ઉપર અસર પાડી શકે તો એ બધી દુકાનો ખાલી પડી રહે ઉજળીયાત વર્ગ કોઇ રડ્યા ખડ્યા સિવાય પીનારો નથી, તેથી સહેલું છે. પહેરાથી એ કામ થઇ શકે પણ પરિણામ માટે પીનારાઓને ઘેર જઇ સમજાવી વીનવીને દારૂ છોડાવો એ સૌથી સારૂં છે

દિલ્હીના ઠરાવની દ્રષ્ટિએ જે તાલુકો લડત માંડે તે ખાદીની બાબતમાં સંપૂર્ણ સ્વાશ્રયી હોવો જોઇએ તેમ અસ્પૃશ્ય ભાવનામાંથી મુક્ત થયો હોવો જોઇએ આ તાલુકાએ કરેલી ઉન્નતી મને સંતોષકારક ભાસી છે વાંકાનેર ગામમાં ઉઘવણના સંખ્યાબંધ ભાઇઓ મારી જોડે ડેલાઓમાં આવ્યા હતા તેમનામાં મ્હે કશી સૂગસંકોચ ન જોયાં, પણ આટલેથી સંતોષ ન માનતાં તમારી નિશાળોમાં તમારાં છોકરાંની સાથે અત્યજોનાં બાળકોને તમે બેસાડો અને કેળવો ત્યારે તમે પૂરા પાસ ગણાશો તમારી રાષ્ટ્રીયશાળાઓમાં અત્યજનાં બાળકોને લઇ આવવાં એ તો બે દિવસનુ કામ છે છતાં એ હજુ બાકી રહ્યુ છે, જો કે સવિનય ભંગને અટકાવવા જેટલું મોટું તો નહિ કહું

સામુદાયિક સવિનયભંગ આરંભવાનું માન અને જશ એ તમારે જોઇતા હોય તો આ અઠવાડીઆજ સોગન લઇને તમારે ઉઠવુ જોઇએ કે તા. ૩૧ મી પછી તમે હાથની કાંતેલી અને વણેલી ખાદી સિવાય બીજું કંઇજ પહેરશો નહિ. બીજું કાપડ હતું-પછી તે આજ તાલુ-

કામાં બનેલું હશે તો પણ નહિ ચાલે. ૩૧ મી તારીખ સુધીમાં જોઇએ તો થોડી ખાદી તાલુકા બહારથી મેળવીને પણ ભરી લઇ શકો. પણ પછી તો એક તાંતણો પણ બહારનો નહિ ખપાવી લેવાય તેવા સોગન લ્યો તો જ તમારાથી લડાઇમાં સામેલ થઇ શકાય.

મારી તપાસનું બ્યાન મેં તમારી આગળ મારા અભિપ્રાય સમેત રજૂ કર્યું છે. આજે ગાંધીજી તમારી વચ્ચે બેઠેલા છે તેમને આવ્યા તેવાજ પાછા વિદાય કરી દેવા હોય એ તમારી મુન્સફીની વાત છે. જો તમો ખરેખર તૈયાર ન હો તો તેમને સાફ નીખાલસ દિલથી કહી દેજો. કે 'બારડોલી તાલુકામાં એક પણ માણસ જીવતો છે ત્યાં સુધી આ તાલુકામાંથીજ સવિનય ભંગની લડત આપને ચલાવવાની છે' ઇશ્વર તમને જય આપો.

ત્યાર બાદ ગાંધીજીએ નીચેના વિવેચન સાથે સવિનય ભંગનો ઠરાવ રજૂ કર્યો.--

## ગાંધીજીનું ભાષણ

<u>પ્રમુખ સાહેબ ભાઇઓ અને બ્હેનો</u>

બારડોલીમાં આ મારી ત્રીજીવારની મુલાકાત છે. પહેલીવાર હુ અહીં આવેલો ત્યારે તો માત્ર તમે બારડોલી તાલુકાના ભાઇઓ અને બહેનોએ કેવી તૈયારી કરી રાખેલી છે એટલું જ હુ જોઇ ગયો હતો. તે મુલાકાત વખતે મારી ઉપર જવાબદારી ન હતી બીજી વખત હું આવ્યો ત્યારે આપણા બન્નેની ઉપર ભારે જવાબદારી આવી પડેલી હતી, કેમકે મહાસમિતિએ સવિનયભંગને લગતો પોતાનો ઠરાવ કરી દીધેલો હતો અને તે ઠરાવની કસોટીએ બારડોલીની તૈયારીનો આંક આંકવાનો અને તે હિન્દુસ્તાન પાસે પ્રગટ કરવાનો હતો. છેલ્લી મુલાકાત ઉપરથી હુ એવી છાપ લઇને ગયો હતો કે બારડોલી તૈયાર થઇ શકે, હુ એમ તો કહી નહોતો જ શકેલો કે બારડોલી તૈયાર જ છે. હું તાલુકાના ગામડામાં ભટકયો હતો, મેં લોકોને સવાલો પૂછીને હકીકતો મેળવી હતી. તેને પરિણામે આ તાલુકાની સ્વદેશી અને અસ્પૃસ્યતા સબંધી પ્રગતિ સંતોષકારક હતી એમ હુ કહી શકયો નહોતો

બીજે ઠેકાણે અસ્પૃસ્ય વર્ગો માટે નોખી નિશાળો હોય તો ચાલે, પણ બારડોલીમા તો અસ્પૃસ્યતા એ પાપજ મનાવુ જોઇએ અંત્યજો માટે નોખી નિશાળ કાઢીને તમારે સંતોષ માન્યે નહિ ચાલે તમારી તો એ ફરજ છે કે જે જે ગામે રાષ્ટ્રીય શાળા હોય ત્યાના અંત્યજોને વીનવીને તેમના બાળકોને લઇ આવવા જોઇએ અને તમારા બાળકોની સાથેજ તેમને બેસાડવા જોઇએ આજનો ઠરાવ પસાર કરતાં પહેલાં તે ગામોએ આ કબુલ કરવું જોઇએ. પણ અહીં આવ્યા પછી મને ખબર મળે છે કે એટલું હજી અહીં થયુ નથી. મારી છેલ્લી મુલાકાત દરમિયાન હુ આ તાલુકાના વાંકાનેર ગામમાં ગયેલો તે વખતે ત્યાં અંત્યજના બાળકો રાષ્ટ્રીય શાળામાં આવતાં ન હતાં એમ મેં જોયું. એ ત્રુટી દુરસ્ત કરી લેવાનું તે વખતે ત્યાંના કાર્યકર્તાએ પોતાને માથે લીધેલું પરંતુ આજે પ્રમુખ સાહેબે વાંકાનેરમાં અંત્યજના બાળકો હજી રાષ્ટ્રીય શાળામાં આવતા થયા નથી. હુ જાણુ છું કે તેમાં અંત્યજો પ્રત્યેનો તિરસ્કાર રહેલો નથી. પણ કાર્યકર્તાઓની અહમત છે આપણે જો સ્વરાજ લેવું હોય તો તિરસ્કાર ન રાખીએ એટલુંજ બસ નથી, આપણે ગફલત પણ ન કરી શકીએ.

